શકાય એવા સુગમ સંયોગો પ્રાપ્ત થયા અને તેથી સામાન્ય માણુસ કરતાં વધારે ઉંચે દરજ્જે ચઢે એમાં કાંઇ નવાઇ નથી.

પરન્તુ વસ્તુ સ્થિતિ એમ નથી. મહાવીર એક રાજાના પુત્ર તરીકે સામાન્ય માણુસ તરીકેજ જન્મ્યા હતા. અને રાજાના કુંવરને આધ્યાત્મિક વિષય ઉપર વિચાર આવવાનું સામાન્ય રીતે ઓછું બને છે તેમ હોવા છતાં મહાવીરે સામાન્ય માણુસ કરતાં વધારે અનુકૂળ સંયોગો હોવા છતાં સત્ય વૈરાગ્યનાં માર્ગને કેમ પસંદ કર્યો એમાંજ મહાવીરના જીવનમાં રહેલું રહસ્ય છે. એ મહાન વિચાર કરનાર પુરૂષે એ વૈરાગ્યના માર્ગમા એવું શું સત્ય દીઠું કે, એક રાજ લક્ષ્મીને, પત્નીને પુત્રને અને અનેક જાતના વૈભવને લાત મારી સામાન્ય માણુસને દુઃખને લઇને, ગરીબાઇને લીધે, મરણ શોકને લઇને કદાચ વૈરાગ્ય તરફ વલણ વાળવાના ઘણા પ્રસંગ આવે અને તે તરફ લક્ષ્ય દોરાય અને ઘણું ત્યાગવાનું ન હોવાથી સહેલાઇથી મુનિ થાય, પરન્તુ મહાવીરને પ્રાણથી વધુ પ્રિય માતા, પિતા, બન્ધુ, તથા પત્ની હતાં, 'રાજ્ય' હતું, પ્રજા હતી અને ઘણો વૈભવ હતો તો તેનો ત્યાગ કરતાં મહાવીરે કેટલો પુરૂષાર્થ વાપર્યો હશે તેનો ખ્યાલ થઇ શકે એમ છે ?

આપણા કમનસીબે મહાવીરે બચપણ કેમ ગાળ્યું, યુવાવસ્થા કેમ ગાળી, કેળવણી કેમ પામ્યા, વૈરાગ્ય તરફ લક્ષ્ય, કયા પ્રસંગોને લઇને અને શા કારણથી દોરાયું ઇત્યાદિની જીવન કથા મળતા નથી. પરન્તુ એને બદલે એવાં વર્ણનો આપવામાં આવે છે કે જેના ઉપર બુદ્ધિ વાદી જમાનાનો બિલકુલ વિશ્વાસ બેસે નહિં. અને જો વિશ્વાસ નબેસે તો આદર્શ અમલમાં કેમ મૂકાય ?

કલ્પસૂત્રમાં મહાવીર સ્વામીના આગલા લગભગ ત્રીશ પાંત્રીશ જન્મનું વર્ણન આપવામાં આવ્યું છે. તે સિવાય ગર્ભસ્થાન બદલવાનું વર્ણન આપવામાં આવ્યું છે. આ બન્ને શંકાજનક વર્ણન છે. ગર્ભ-સ્થાન બદલવાનું વર્ણન દિગમ્બર શાસ્ત્રોમાં નથી આપવામાં આવ્યું તેથી કાંઇક સંતોષ ઉપજે એમ છે, પરન્તુ શ્વેતાંબરનાં ઘણાં જુના શાસ્ત્રોમાં એનું વર્ણન આપવામાં આવ્યું છે તેથી એમાં કેટલેક અંશે સત્ય હોય એમ લાગે છે. રાજા રજવાડામાં ગર્ભ બદલવાનું નહિ તો પરન્તુ પુત્ર અથવા પુત્રી જન્મે તો અદલ બદલ કરવાનું, અથવા સંતતિન થતી હોય તો પારકી સંતતિ લાવી રાણીને પેટે અવતરિ છે. અથવા જો અણમાનીતી રાણીની સતતિ હોય તો માનીતી પટરાણીની સંતાત છે એમ મનાવવા માટે ઘણા ખોટા ઉપાયો, કેટલીક વારતો રાજા અથવા રાણીની અજાણમાં દાસી ઓ મારફતે લેવામાં આવે છે.

અને જયારે આવી વાતો જાહેરમાં કંઇપણ ધોરણ શિવાય જાહેર આવે છે ત્યારે એના ઉપર ઘણા તર્કવિતર્ક ચાલે છે અને રજાનું ગજ અથવા બળાનું જોરૂં થઇ અફવા મારફતે સાચી વાત મનાઇ જાય છે.

મહાવીરના જન્મ સમયે એમ બન્યું હોય એવો સંભવ છે. કલ્પસૂત્રમાં વર્ણન પ્રમાણે મહાવીર સ્વામી પ્રથમ ઋષભ દત્ત બ્રાહ્મ-ણની પત્ની દેવાનંદા બ્રાહ્મણીને પેટે અવતર્યા હતા. અને તે ગર્ભાધાનની ઇન્દ્રને ખબર પડવાથી બ્રાહ્મણ પેટે તીર્થંકરનો અવતાર થતો નથી એવો અસલથી આચાર છે અને તેનું રક્ષણ ઇન્દ્રથી થાય છે માટે ઇન્દ્રે આ વખતે મહાવીરનું ગર્ભસ્થાન બદલવું જોઇએ તેથી હરિનૈગમ નામના દેવને બોલાવી તે ગર્ભને ક્ષત્રિય રાજા સિ-દ્ધાર્થ અને તેની ક્ષત્રિયાણી રાણી ત્રિશલાની કુક્ષમાં મુકાવ્યો.

આ વાત એટલી અશકય અને મનુષ્ય લોકમાં ન બને એવી છે કે કોઇ પણ સામાન્ય બુદ્ધિનો માણસ તે પ્રમાણે માનતાં અચકાય. તીર્થંકર નામ કર્મ બાંધનાર જીવો, અંતકુલ, ભિક્ષાકુલ, તુચ્છકુલ, દરિદ્રકુલ, કૃપણકુલ, પ્રાંતકુલ અને બ્રાહ્મણકુલમાં જન્મ લેતા નથી પરન્તુ ક્ષત્રિયકુલ હરિવંશકુલ તથા એવા બીજા "વિશુદ્ધ જાતિકુલ" વંશમાં ઉત્પન્ન થાય છે. હવે જો એમ હોય તો "એવા વિશુદ્ધ કુલ" નો અર્થ શું. શું બ્રાહ્મણ એ વિશુદ્ધ જાતિનું કુલ નથી? તે ઉપરાંત શ્રી ગૌતમ સ્વામી જન્મથી બ્રાહ્મણ હોવા છતાં મહાવીરના શિષ્ય થઇ કેવલ જ્ઞાનને પામ્યા જો કે તીર્થંકર નામ કર્મ ન બાંધ્યું. માટે આ જે નિયમ શ્રી ભદ્રબાહુ સ્વામીએ આપ્યો છે તે બનાવ્યો છે. એમાં સત્ય હોય એમ ન માનવામાં આ ઉપરાંત બીજા ઘણા કારણો છે.

૧) તે પોતે પ્રથમ જે સાત કુલનાં નામ આપ્યાં છે તે ગુણ દર્શક છે અને જાતિ દર્શક નથી ફકત બ્રાહ્મણ કુલ એજ જાતિ દર્શક છે.

૨). આગલ આપેલી કથા ઉપરથી એમને એમના ભાઇ વરાહમિહર કે જે બ્રાહ્મણ ધર્મના પાલક હતા તેમના તરફ સાધારણ દ્વેષભાવ થયો. હતો અને તે ઉપરાંત તે સમયમાં બ્રાહ્મણો સાથે જૈનોને ધર્મના સિદ્ધાંતનું ઘણું યુદ્ધ ચાલતું હતું, અને તેથી બ્રાહ્મણોની હલકાઇ બનાવવા માટે કવિએ આ કથા કલ્પનાથી જોડી કાઢી હોય એમ લાગે છે.

પ્રોફેસર હર્મન જેકોબી તેનું સ્પષ્ટ કારણ આ પ્રમાણે આપે છે. સિદ્ધાર્થ રાજાને બે રાણીઓ હતી એક બ્રાહ્મણી દેવાનંદા અને બીજી પટરાણી ક્ષત્રીયાણી ત્રિશલા શ્રી મહાવીર સ્વામીનો જન્મ દેવાનંદા પેટે થયો પરન્તુ ત્રિશાળા મગધ દેશના રાજા ચેતકની પુત્રી

(અથવા કેટલાક બ્હેન કહે છે કે) હોવાથી, તેમજ જાતે ક્ષત્રિયાણી હોવાથી અને તે ઉપરાંત પટરાણી હોવાથી, જો મહાવીર એમના પુત્ર કહેવાય તો મોટા રાજ્ય સાથેનો એટલે ચેતક સાથે સંબંધ વધે, સિદ્ધાર્થીનું પણ તે સાથે માન વધે, અને સિદ્ધાર્થી પછી વારસ માટે પણ તકરાર ન રહે માટે મહાવીર ત્રિશાળાના પુત્ર છે એમ બાહેર વાત જણાવી.

રૂષભદત્ત જે દેવાનંદનો પતિ કહ્યો છે એ વાત તદ્દન ખોટી છે. કારણકે પ્રાકૃતમાં નામને છેડે 'દત્ત' વપરાતું નથી પરન્તુ 'દિન્ન' વપરાય છે અને એવું નામ બ્રાહ્મણનું ભાગ્યે હતું પણ ક્ષત્રિયોનું રાખવામાં આવતું હતું. તેથી રૂપભદત્ત ને દેવાનંદાનો પતિ ઘણા કાલ પછીના જેનોએ કલ્પી કાઢયો છે. "પરન્તુ પ્રથમ સિદ્ધારથને બે રાણીઓ હતી, અને તેમાં વલી એક ક્ષત્રિયાણી અને બીજી બ્રાહ્મણી અને તે ઉપરાંતમાં મહાવીર દેવાનંદના પુત્ર હતા એ માનવું તદ્દન ભૂલ ભરેલું છે. બ્રાહ્મણ કન્ય. ક્ષત્રિય જૈન સાથે પરણાવવામાં આવતી નહોતી તે ઉપરાંત દિગંબરગ્રંથ 'મહાવીરપુરાણ,' સ્પષ્ટ રીતે બનાવે છે કે મહાવીર સ્વામી ત્રિશાળાના પુત્ર હતા તેથી ગર્ભસ્થાન બદલવાની વાત જો કે કવિની કલ્પના છે પરન્તુ તેનું સ્પષ્ટી કરણ પ્રથમ જે આપવામાં આવ્યું છે તે વધારે અનુકૂલ છે (માણેકલાલ જૈનીની Life of Mahavir ઉપરથી.)

આ દંતકથા શા કારણથી મનાઇ એને માટે પણ કારણ છે. મહાવીર જ્યારે મુનિ થયા અને ઉપદેશક તરીકે વિહરવા લાગ્યા ત્યારે પહેલાં એમના માતા પિતાએ ઘણા વર્ષ પહેલાં સ્વર્ગવાસ કર્યો હતો બીજું મહાવીર એક એવા મહાન્ પુરૂપ ગણાતા હતાકે તેમને

માટે ન હોય. તેવી પણ કોઇ અલૌકિકતા જો જોડી કાઢી કોઇ કહે તો તેમાં વત્સલ પ્રજા માને એમાં કાંઇ નવાઇ નહિ. તે ઉપરાંત સામાન્ય રીતે મહાન્ વ્યક્તિઓની આસપાસ આવી અશક્ય કથાઓ હમેશાં વિંટલાયલીજ હોય છે અને તેથી તે ઘણા વખત સુધી મનાઇ અને ઘણા શાસ્ત્રોમાં આપવામાં આવી છે એમ મારૂં ધારવું છે. ટુંકમા મહાવીરનો જન્મ સામાન્ય રાજકુમારની માફકજ થયો હતો એમ માનવાથીજ ઘણો લાભ અને સત્ય સચવાય છે.

## माता–पिता.

'મહાવીર પુરાણમાં' સિદ્ધાર્થને એક મોટા રાજા તરીકે વર્ણવામાં આવ્યો છે અને ત્રિશલા રાણી તરીકે વર્ણવામાં આવી છે. કલ્પસૂત્ર ઉપરથી અનુમાન બાંધી પ્રોફેસર જેકોબી જણાવે છે કે સિદ્ધાર્થ એક રાજા નહોતો પરન્તુ એક જાગીરદાર હતો. કારણકે જ્યાં જ્યાં કલ્પસુત્રમાં સિદ્ધાર્થને સંબોધવામાં આવ્યો છે ત્યાં ત્યાં એને રાજાનું ઉપનામ આપવામાં આવ્યું નથી પરન્તુ 'ક્ષત્રિય સિદ્ધાર્થ' એમ સંબોધવામાં આવ્યું છે. તેજ પ્રમાણે ત્રિશલા દેવીને રાણી તરીકે સંબોધવામાં આવી નથી, પરન્તુ 'ક્ષત્રિયાણી ત્રિશલા' એ પ્રમાણે સંબોધવામાં આવી છે. સિદ્ધાર્થના સાથે ફરનારા તેના નોકર ચાકરો અથવા તેના ઉપર જીવતા નાના રાજાઓ નથી પરન્તુ તેના સરખા જાગીરદારો હોય એમ કહેવામાં આવ્યું છે, પરન્તુ તે સાથે એટલું પણ વિચારવાનું છે કે ચેતક જેવો મોટો રાજા પોતાની બ્હેન અથવા કન્યાને એક સામાન્ય જાગીરદારને પરણાવે એ સંભવિત હોઇ શકે નહીં અને દિગંબર ગ્રંથમાં સિદ્ધાર્થનું અને ત્રિશલાનું રાજા અને રાણી તરીકે વર્ણન આપવામાં આવ્યું છે. તે

છતાં ' કલ્પસૂત્ર ' વધારે જુનો ગ્રંથ છે અને તેના ઉપર બંધાયલું અનુમાન વધારે સબલ અને સત્ય હોય એમ લાગે છે. તે ઉપરાંત કુંડગ્રામ પણ વૈશાલિ નગરીનું એક પરૂં હોય એમ લાગે છે. વૈશાલી શહેરનો ઘેરાવો ૧૨ માઇલનો હતો. અને તેને આવાં ઘણાં પરાં હતાં. તેમાં કોલાગ્ગ અને વાણિજ્ય નામે બે પરાં હતાં. મહાવીરનો જન્મ કોલાગ્ગ પરામાં થયો હોવો જોઇએ અને કુંડગ્રામ એની પાસેનું બીજું પરૂં હતું. કોલાગ્ગ પરામાં નાથ અથવા નાય જાતિના લોક રહેતા હતા અને તેથી કરીનેજ દિગંબર ગ્રંથોમાં મહાવીર સ્વામીને नाथ वंशी, અને नाय कुली ઇત્યાદિ નામથી ઓળખવામાં આવે છે." (Dr. હોઅર્નેલ).

પ્રોફેસર હર્મન જેકોબી જણાવે છે કે કુંડગ્રામ એક જાત્રાળુઓને આરામ સ્થાન માટે નાનું સ્થલ હતું. એને ત્યાં સિદ્ધાર્થ નામે જાગીરદાર રહેતો હતો. અને તે કુંડગ્રામ બૌદ્ધ ગ્રંથમાં આવતા 'કોટિગ્રામ'નું ફેરવાયલું નામ છે. આચારાંગ સૂત્રમાં કુંડગ્રામને સમનિવેશ એટલે મુસાફરોને ઉતરવાનું સ્થાન એમ કહેવામાં આવ્યું છે. બૌદ્ધ ગ્રંથમાં (महाव्रगग) પણ જણાવ્યું છે કે બુદ્ધ ભગવાન વિહાર કરતાં કરતાં વિશાળા નગરીના કોટિગ્રામ પરામાં આવ્યા અને ત્યાં તેમનો 'અંબપાલિ' સાથે મુલાકાત થઇ ત્યાં નાતિકા નામના લોક રહેતા હતા. નાતિકાનું સંસ્કૃત નામ જ્ઞાત્રિકા છે, અને તેનું વર્ણન, કલ્પસૂત્રમાં પણ આપવામાં આવ્યું છે અને તેથી કરીનેજ મહાવીર જ્ઞાતપુત્ર કહેવાય છે. તેથી એમ જણાય છે કે કોટિગ્રામ અને કુંડગ્રામ એકજ સ્થળે હોવાં જોઇએ. ઉપરાંત મહાવીરને 'વૈશાલિક' એ નામથી સંબોધવામાં આવ્યા છે.

વૈશાલિ તેમજ મગધનાં રાજ્ય હાલના બંગાળા ઇલાકા માંહેનાં હજુ એવા જુના સ્થળો માટે પુરતાં નકશા મળી આવતા નથી. પરન્તુ આ બે મોટાં રાજ્યનાં સ્થળ 'Epic India' નામના પુસ્તકનાં આપેલા નકશા ઉપરથી જણાશે.

## ત્રિશલા રાણીના માતપિતા.

ત્રિશલા એ વૈશાલીના રાજા ચેતકની બ્હેન હતી એમ શ્વેતાંબર આચાર્યો જણાવે છે જ્યારે દિગંબરો ત્રિશલા સિદ્ધ દેશના ચેતક રાજાની કન્યા હતી એમ જણાવે છે. આ બે ચેતક એક છે કે જુદા તે કહી શકાય નહિ, બૌદ્ધ ગ્રંથો પણ ચેતકનું રાજકર્તા તરીકેનું વર્ણન આપતા નથી પરન્તું રાજ્યનો કારભાર એક મંડલ મારફતે ચાલતો હતો. મંડલના પ્રતિનિધિઓ ઉમરાવો હતા અને રાજા પોતે પ્રમુખ હતો. રાજા પાસે વાઇસરોય અને સેનાધિપતિ એ બે દરજ્જાની સત્તા હતી. તેના ૧૮ ખંડીઆ રાજાઓ હતા એમ 'निर्यावलिसूत्र' એ નામના પુસ્તકના જણાવ્યા ઉપરથી જણાય છે. તે સમયમાં ચંપાનગરીના કુનિક રાજાએ જ્યારે ચેતક ઉપર ચઢાઇ કરવાનું કહેણુ મોકલ્યું ત્યારે ચેતકે પોતાના ૧૮ ખંડીઆ રાજાઓને બોલાવી પોતાના મંડળની સલાહ લીધી હતી.

મહાવીર સ્વામીના નિર્વાણ સમયે જે ૧૮ રાજાઓએ દીપાવલીનો મહોત્સવ કર્યો તે એજ રાજાઓ હતા એમ જણાવવામાં આવે છે, પરન્તુ તેમાં ચેતકનું નામ તેમના રાજા તરીકે દેવામાં આવ્યું નથી તેથી કદાચ ચેતક પણ તે૧૮ રાજાઓની બરાબરના દરજ્જાનો રાજા હોઇ શકે. તે ઉપરાંત તેની સત્તા સવતન્ત્ર નહોતી. અને તેજ કારણને લીધે બોદ્ધ લોકોએ તેની મહેરબાની મેળવવા માટે ઘણી દરકાર કરી ન હોય એમ લાગે છે.

પરન્તુ મહાવીર સ્વામીના અનુયાયીઓએ તેમના પવિત્ર ઉપદેશકના મામા અથવા પિતાની યાદદાસ્ત રાખવા માટે ઘણી વખત ગ્રંથોમાં એનું નામ આપવામાં આવે છે. તે ઉપરાંત તે વખતે વૈશાલીનગરીમાં જૈનોનું સૌથી વધારે સારી રીતે રક્ષણ થતું હતું અને તેથી બોદ્ધાનુયાયીઓ તે જગ્યાને ધિક્કારતા હતા.

ચેતકને બીજી 'કેલના' કરીને એક પુત્રી હતી તે મગધ દેશના રાજા સેનીય બીંબીસાર સાથે પરણાવી હતી. તેની રાજધાની રાજગૃહ હતી. બીંબીસાર રાજાએ બોદ્ધ તેમજ જૈન મતને આશ્રય આપ્યો હતો એમ અનુમાનથી લાગે છે. તેનું નામ બન્ને ધર્મના ગ્રંથોમાં મલી આવે છે. પરન્તુ કેલનાનાં પુત્ર કુનીકે બોદ્ધ મતને આશ્રય આપ્યો નહિં પરન્તુ થોડા સમય પછી એટલે શ્રી બુદ્ધના સ્વર્ગવાસ પહેલાં લગભગ આઠ વર્ષ અગાઉ તે બુદ્ધ ધર્મનો અનુયાયી થયો હતો. બૌદ્ધ લોકો તેને 'અગાત શત્રુ'ના નામથી ઓળખતા હતા. એને પોતાના દાદા (કેલનાના પિતા) સામે લઢાઇ જાહેર કરી હતી અને પોતાના પિતાનું ખૂન કર્યું હતું. આથી મહાવીરના અનુયાયીઓનો પ્રેમ ગુમાવ્યો, તેથી કાળી જતાં એ ધર્મ ત્યાગીને, તે વખતના જૈન ધર્મના મનાતા શત્રુ બૌદ્ધ ધર્મનો અંગીકાર કર્યો. અગાતશત્રુને ચેતક સાથેની લઢાઇમાં જીત મળી હતી અને તેથી દિવસે દિવસે મગધના રાજ્યનો ઘણો વિસ્તાર થયો તેમ તેમ બન્ને ધર્મને પ્રસરવા માટે માર્ગ મોકળો થયો. અગાતશત્રુનો પુત્ર ઉદિન થયો અને તે પાટલીપુત્રનો સ્થાપનાર કહેવાય છે.

ત્રિશલાને મહાવીર સ્વામી સિવાય એક પુત્ર અને પુત્રી હતાં. આ વાત દિગંબર માનતા નથી. પુત્રનું નામ નંદિવર્ધન અને પુત્રીનું

નામ સુદર્શના હતું. મહાવીર સ્વામીના કાકાનું નામ સુપાર્શ્વ હતું ઉપર બતાવેલો સઘળો સંબંધ નીચેના વિભાગ ઉપરથી સહેલાઇથી સમજાશે.




વર્ધમાન સ્વામિને સંતતિ હતી કે નહિ તે આગળ ઉપર લખવામાં આવશે.

## महावीर स्वामिनो जन्म क्यारे थयो ?

મહાવીર સ્વામિનો જન્મ નક્કી કરવા માટે નિર્વાણ કાલ નક્કી કરવો એ વધારે સુગમ છે કારણકે સ્વામીએ ૭૨ વર્ષનું આયુષ ભોગવ્યું એ નિર્બાધિત રીતે સર્વથી માન્ય છે. નિર્વાણનો સમય નક્કી કરવા માટે બૌદ્ધ ગ્રંથો ઘણા ઉપયોગી થઇ પડે છે. તે મતના બે ગ્રંથો महावग्ग, महावग्गिणिभाग નામના ગ્રંથોમાંથી જ્ઞાત પુત્ર (મહાવીર) એ બુદ્ધના સમકાલીન હતાં એમ જણાય છે, તેને બુદ્ધથી વિરૂદ્ધ ધર્મનો ઉપદેશક જણાવે છે

તે ઉપરાંત પ્રોફેસર હર્મન જેકોબી બીજાં ગ્રન્થો જેવાં કે अनुगत्तर निकाय दिग्गनिकाय ઇત્યાદિ, ઉપલી વાતને સાબિત કરવા માટે આપે છે. मग्गीमनिकाय નામના ગ્રંથમાં ज्ञात पुत्रे એક અભયકુમાર નામના શિષ્યને બુદ્ધ ભગવાન સાથે વાદ કરવા મોકલ્યો હતો પરન્તુ તે જાતે બુદ્ધ થઇ ગયો હતો એમ જણાવવામાં આવે છે. તે ઉપરાંત महापग्गमां લિક્ષિવક નામની જાતિનો ઉપરી 'સિંહ' નામના ज्ञात પુત્રના શિષ્યે બુદ્ધની મુલાકાત લીધી હતી અને ધર્મ ફેરવ્યો હતો. એટલે ટુંકમાં મહાવીર સ્વામી અને બુદ્ધ સમકાલીન હતાં. એટલે બુદ્ધ મહાવીરના નિર્વાણ પહેલાં જન્મ્યા હતા. હવે બુદ્ધના જન્મનું વર્ષ ઇ. સ. ૫૫૭, પાશ્ચાત્ય સંશોધકોના મતે સ્વીકારવામાં આવે છે. અને આ વર્ષ પછી મહાવીર ઘણે વર્ષે નિર્વાણ પામેલા હોવા જોઇએ.

હવે બુદ્ધ ધર્મની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે વિષે એક દિગંબર ગ્રંથમાં નીચે પ્રમાણે વાત આપવામાં આવી છે. પુસ્તકનું નામ 'દર્શન સાર', દેવાનંદ આચાર્ય પ્રણીત. પુસ્તક ઉજ્જયિનીમાં સંવત ૯૯૦ માં લખાયું હતું. પાર્શ્વનાથ તીર્થંકર અને મહાવીર સ્વામી તીર્થંકરના દરમ્યાનના સમયમાં એટલે લગભગ (૨૮૦) વર્ષ દરમ્યાન પાર્શ્વનાથ સ્વામીના શિષ્ય પિહિતાશ્રવનો શિષ્ય બુદ્ધકીર્તિ નામે એક સાધુ, પલાશનગર પાસે આવેલી સરયુ નદીને કીનારે તપ કરતો હતો. એક વખત આહાર કરવાની ઇચ્છાથી આજુબાજુએ દૃષ્ટિ કરી. તેવામાં નદી કીનારે એક મૃત મત્સ્યને જોયું. તે જોઇ તેનો ઘણા કાલ સુધી વિચાર કર્યો અને છેવટે એવા નિશ્ચય ઉપર આવ્યો કે મરેલી માછલી ખાવામાં કાંઇ પાપ નથી કારણકે એમાં જીવ નથી તેમજ હિંસા પણ નથી. આવા વિચારથી તેણે પાર્શ્વનાથનો પંથ છોડી નવો પંથ આદર્યો અને તે તેના નામાનુંસાર હાલ

બુદ્ધ પંથ કહેવાય છે. એટલે મહાવીર સ્વામી તીર્થંકર થયા ત્યાર પહેલાં બુદ્ધે ઉપદેશ દેવાનો આરંભ કર્યો. કથાની સત્યતાનો વિચાર આ જગ્યાએ બાજુએ મુકવાનો છે અને બુદ્ધે ૩૯ વર્ષની ઉમરે ઉપદેશ દેવાનું શરૂ કર્યું એ સાબિત કરેલું છે, તેથી એ વાત ઇ. સ. ૫૧૮ થી શરૂ થઇ હોય એમ લાગે છે. મહાવીર પણ તે સમયમાં અર્હત્ તરીકે ઉપદેશ આપતા હોવા જોઇએ અને અર્હત્ તરીકે ૩૦ વર્ષ આયુષ્ય ભોગવ્યું હતું તેથી તેમનો નિર્વાણનો સમય ઇ. સ. પૂર્વે ૪૮૮ નો હોવાનો ઘણો સંભવ છે, પરન્તુ સામાન્યરીતે ઇ. સ. પૂર્વે ૫૨૭ નું વર્ષ મહાવીર સ્વામીના નિર્વાણનું કહેવામાં આવે છે તેને માટે નીચે પ્રમાણે પ્રમાણો આપવામાં આવે છે

(૧) નેમિચંદ્રાચાર્ય વિરચિત ત્રિલોકસાર નામના ગ્રંથમાં નીચેની ગાથા આપેલી છે.

पणवस्सवमस्सं पण मासजुदं गमीय वीराणि बुद्दो ।
सरागजेनो कक्की चदुणवतिय महिय सगमासां ॥

એટલે મહાવીર સ્વામિનો કાલ શક શાલ શરૂ થતાં પહેલાં ૬૦૫ વર્ષ ઉપર થયો હતો. શક સાલ ઇ. સ. પછી ૭૮ વર્ષ શરૂ થાય છે તો મહાવીર સ્વામિનું નિર્વાણ વર્ષ ઇ. સ. પૂર્વે. ૫૨૭ હોવું જોઇએ.

(૨) આર્ય વિદ્યા સુધાકર નામના ગ્રંથમાં નીચે પ્રમાણે શ્લોક આપવામાં આવ્યો છે.

ततः कालेनात्र खंडे भारते विक्रमात्पुरा ।
खमुन्यं बोधि विमते वर्षे विराह्वयः नरः ॥
प्राचारयज्जैनधर्मं बौद्ध धर्मं समप्रभम् ।

રાજા વિક્રમ પહેલાં ૪૭૦ વર્ષે મહાવીર સ્વામી નિર્વાણને પામ્યા. વિક્રમ સંવત ઇ. સ. પૂર્વે ૫૭ થી શરૂ થાય છે તો મહાવીર સ્વામિનું નિર્વાણ વર્ષ ઇ. સ. પૂર્વે ૫૨૭ હોવું જોઇએ.

(૩) દિગંબર મત સારસ્વત ગચ્છની કેટલીક પટ્ટાવલીઓ પુનાની ડેક્કન કોલેજમાં છે અને તે ઉપર ડો. ભંડારકરે પોતાના રીપોર્ટમાં નોંધ લીધી છે અને તેમાંની એક પટ્ટાવલિમાં

बहुरि श्री वीर स्वामीकूं मूक्ति गये पींछें च्यारसै सितर ४७० वर्ष गयें पींछें श्रीमन्महाराज विक्रमराजाका जन्म भया ॥

વીર સ્વામીના નિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમ રાજાનો જન્મ થયો. તે ઉપરથી પણ મહાવીર સ્વામિનું નિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૨૭માં થયું હોય એમ લાગે છે.

(૪) બીજી એક પટ્ટાવલિની પ્રસ્તાવનામાં લખ્યું છે કે–

सत्तरि जदुसद जुत्तो तिणकाला विक्रम हवइ जम्मो ॥ ૪૭૦માં વિક્રમનો જન્મ થયો એટલે કે મહાવીર સ્વામીનું નિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૨૭માં થયું હોવું જોઇએ.

હવે 'કલ્પસૂત્ર' મહાવીર પુરાણ અને બીજા અન્ય જૈન ગ્રંથોમાંથી જણાય છે કે મહાવીર સ્વામીએ ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવ્યું, તેમાં ૩૦ વર્ષે ગૃહત્યાગ અથવા કેટલાક પ્રમાણે ૨૮ વર્ષે અને ૧૨ વર્ષ મુનિપણું ભોગવ્યું અને ૩૦ અથવા ૩૨ વર્ષે કેવલીનું આયુષ્ય ભોગવી નિર્વાણ પામ્યા. એટલે મહાવીર સ્વામીનો જન્મ ઇ. સ. પૂર્વે ૫૯૯ માં થયો અને નિર્વાણ ઇ. સ. પૂર્વે ૫૨૭ માં થયું.

**बाल्यावस्था.**

મહાવીર સ્વામીની બાલ્યાવસ્થા માટે કોઇપણ ગ્રંથમાં માનવા યોગ્ય વર્ણન ભાગ્યેજ આવે છે. કેટલીક કાલ્પનીક કથાઓ ચાલે છે તે અત્રે આપવાની જરૂર નથી, પરન્તુ સિદ્ધારથ રાજાના નિત્ય કર્મના વર્ણન ઉપરથી સહજ અનુમાન કરી શકાય એમ છે.

દિગંબર ગ્રંથકર્તાઓ જણાવે છે કે મહાવીર સ્વામીની સેવામાં ૫૬ દાયિકાઓ હતી પરન્તુ શ્વેતાંબરાચાર્યો એમ જણાવતા નથી- જુઓ કલ્પસૂત્ર વ્યાખ્યાન ત્રીજું. તેનું સંસ્કૃત ૩૫ હું આ પ્રમાણે આપું છું.

बालातपकुङ्कुमे खचिते जीवलोके, शयनीयादभ्युत्तिष्ठति पादपीठात्प्रत्यवतरति प्रत्यवतार्य यत्रैवाट्टनशाला तत्रैवोपागच्छति उपागत्याट्टनशालामनुप्रविशति ॥ अनुप्रविश्यानेकव्यायाम योग्यवाल्गनव्यामर्दनमल्लयुद्धकरणैः श्रान्तपरिश्रान्तः शतपाकसहस्रैः सुगंधवरतैलादिभिः प्रीणनीयैः दीपनीयैः दर्पनीयैः मदनीयैः बृंहणीयैः सर्वेन्द्रियगात्रप्रल्हादनीयैः अभ्यङ्गितः सन् प्रतिपूर्णपाणिपादसुकुमालकमलतलैः इत्यादिविशेषण युक्तैः पुरुषैः संबाधनया संवाहितः अपगतपरिश्रमः अट्टनशालायाः प्रतिनिष्क्रामति ॥

આ પ્રમાણે સિદ્ધાર્થ રાજા પણ અત્યંત થાકે ત્યાં સુધી દરરોજ વ્યાયામ કરતો હતો. તે ઉપરાંત તેની સ્નાન વિધિ કેટલી ઉત્તમ અને આડંબરયુક્ત તેમજ હાલના (નેચરલ પક્ષીના બાથ) કુદરતી સ્નાનને અનુકુલ છે તે જાણવા જેવું છે. જ્યારે પિતાજ પોતાની શારીરિક કેળવણી

માટે આટલો બધો પ્રયાસ કરે તો તેના પોતાના બાલકની શારીરિક શક્તિઓ ખીલવવા માટે કેટલું કર્યું હશે તે સારી રીતે જણાય એમ છે. પરન્તુ હાલમાં સામાન્ય રીતે નહિં કેળવાયલા વર્ગમાં શરીરની કિંમત ઘટાડી નાંખી છે અને આખા દિવસના કામકાજમાં પૈસો કમાવવો, જમવું, ઉંઘવું અને બને તો કલાક દેહેરામાં જવું એટલો કાર્યક્રમ લગભગ ૧૦ વર્ષની ઉમ્મર વાલાથી તે ૭૦ વર્ષની વૃદ્ધ વય વાલાઓ રાખે છે. પરન્તુ સિદ્ધારથ રાજા મોટી ઉમ્મરે પહોંચ્યા છતાં પણ શરીરને વ્યાયામ આપવો એ બાલકો માટેજ છે એવું આપણા વૃદ્ધ માણસનું ડહાપણ નહોતો ધરાવતો. તે ઉપરાંત આપણે બાળકોના શરીરની ખાસ શારિરીક શક્તિઓ ખીલવવા માટે તો બિલકુલ પ્રયાસ કરતા નથી. ફક્ત જયારે બાલક માંદુ પડે છે ત્યારે તેની દવા કરી સારૂં થાય એટલે બાલકને સ્વ છંદે રખડવા દઇએ છે. પરન્તુ શારીરીક શક્તિ ન હોત તો મહાવીર પોતે કેવળજ્ઞાનને પણ પ્રાપ્ત ન કરી શક્યા હોત. શરીર સિવાય, તપ, સંયમ, તેમજ વેપાર ધંધામાં જોઇતી મહેનત કરી શકાતી નથી. માટે જો આપણે વીર સંતતિ ઉત્પન્ન કરવી હોય અને વાણિયા મટીને ક્ષત્રિયના અથવા મહાવીરના પુત્રો બનવું હોય તો કાલથી આપણા બાલકોની શારીરિક શકિત ખીલવવા માટે પ્રયાસ કરો અને આપણી પણ શકિત ખીલવો. ભારતવર્ષમાં અસલ એવો પણ જમાનો હતો કે જયારે વાણીઆઓ પણ લડાઇમાં પોતાના સંતાનોને મોકલતા પરન્તુ હાલમાં આપણે ક્ષત્રિય મટી શુદ્રનો ધંધો લઇ બેઠા છીએ. મહાવીરના ધર્મને ગુમાવ્યો છે અને તે છતાં પણ મહાવીરના ધર્મના અનુયાયીઓ છે, એમ કહેવડાવવામાં માન ખાટીએ છીએ. આપણી હાલની સ્થિતિ માટે સૌથી મોટી અગત્ય શારીરિક શક્તિ છે. જો

ભારતવર્ષનું દરેક બાલક એક વાર યોદ્ધા હોત તો ભારત દુનિયાના દરેક રાજ્ય કરતાં મોટું છતાં હલકી પાયરીએ ન ઉભું રહેત. અથવા જો જૈનનું અથવા મહાવીરનુંજ દરેક બાલક ફકત વીરજ હોત તો જૈન પ્રજા હિંદુસ્તાન ઉપર રાજ્ય ભોગવતી હોત. ૧૩ લાખ વીરો ૩૩ કરોડ વાણીઆઓને એક મિનિટમાં જેમ હાથી પતંગીઆને ચગદી નાખે છે તેમ ચગદી નાખત, પરન્તુ આપણામાં હવે 'વીરત્વ' રહ્યું નથી અને તેથી 'વીર'નો પંથ લઇ શકતા નથી. જો દરેક જૈન બન્ધુ આપણા પાછલા ઇતિહાસ ઉપર જરાક નજર નાખશે તો તેનું હાલની સ્થિતિ જોતાં લોહી ઉછળી આવ્યા વિના નહિં રહે. ક્યાં મહાવીર અને સિદ્ધાર્થ અને ક્યાં આપણું શૌર્ય?

મહાવીર સ્વામીની માનસિક કેલવણી માટે કંઇ કહેવાય એમ નથી. વીર પોતે ત્રણ જ્ઞાન મતિ, શ્રુત અને અવધિજ્ઞાન સાથે અવતર્યા હતા. હવે આવી વાત ઉપર વિવાદ કરવાની શક્તિ નથી. તેથી હમણાં એ વાતને અહીં ચર્ચવા યોગ્ય ધારી નથી પરન્તુ આ એક વાદને માટે ગંભિર બાબત છે કે જ્યારે આથી પણ વધારે અનુકુલ કાલ આવશે ત્યારે સારી રીતે સમજાશે, પરન્તુ હાલમાં તો મહાવીર સ્વામીને માનસિક કેળવણીની જરૂર નહોતી કારણકે જ્ઞાન સાથે અવતર્યા હતા એમ માની લઇશું.

But I want to interprete महावीरs life as rising from 'Manhood to Godhood' and not as from 'Godhood to Super Godhood'. If that were so I would not even touch Mahavir's Life as we are not Gods but men. Man is the greatest

subject for man's study. There is a sufficient education for humanity and so humanity will leave gods to themselves. This spirit of leaving Gods to Gods themselves, has entered into us long since. We are trying our utmost to turn our Gods into Men and the Community which best succeeds in doing is the most Reasonable and acceptable for humanity. 'Wonder is going out of World' says Carlyle and that being the sign of the time we must raise our self to that sign; otherwise we are behind the times. Not to be with the current of times means, we have reached a pinnacle of progress which the common sense of humanity has not obtained or we are rolling into depth of degradation that we are not able to overrun Progress. We feel that we are backward people and that individual feeling I take to be the best proof of our degradation.

## युवावस्था.

મહાવીર સ્વામીનું લગ્ન થયું હતું કે કેમ તે માટે એ મતના જુદા જુદા ભેદ છે. શ્વેતાંબર આચાર્યો જણાવે છે કે મહાવીર સ્વામિનું લગ્ન કોડીન્ય ગોત્રની યશોદા નામની રાજકુમારિકા સાથે થયું

હતું, કન્યા, રૂપ, ગુણ અને ઉત્તમ કુલ સંપન્ન હતી. મહાવીરને તે ઉપરાંત યશોદા સાથેના સંબંધથી 'અનોજ્જા' અથવા 'પ્રિય દર્શના' નામની એક પુત્રી થઇ હતી. તેનું લગ્ન મહાવીરસ્વામીના શિષ્યજમાલિ સાથે થયું હતું અને તેઓને શેષાવતી અથવા યશોવતી નામની એક પુત્રી હતી.

આ વાત દિગંબર શાસ્ત્રકારો માનતા નથી. મહાવીર સ્વામી બાલ બ્રહ્મચારી હતા, પરન્તુ એમ માનવું બીજું કંઇ આગમ સિદ્ધ પ્રમાણ નથી. આપણે ચોવીસ તીર્થંકરોમાંથી ગમે તે તીર્થંકર ( નેમિનાથ વાસુપૂજ્ય, મલ્લીનાથ, પાર્શ્વનાથ સિવાય)નું જીવન ચરિત્ર લો તો જણાશે કે દરેક ગૃહસ્થી હતા. રૂષભ સ્વામીને તો ઘણા પુત્રો હતા. આ ઉપરથી એમ જણાય છે કે તેને તેજ અવતારમાં પણ કેવલી ગૃહસ્થ હોઇ શકે અને તેમ થવાથી આગમ દ્વારા કોઇપણ જાતનો વાંધો આવી શકે એમ નથી. પરન્તુ દિગંબર જુના ગ્રંથોમાં મહાવીર સ્વામીને પરણ્યાનું બતાવવામાં આવ્યું નથી, પરન્તુ 'કલ્પ સૂત્ર' પણ શ્વેતાંબર મતમાં જુનામાં જુનું પુસ્તક છે માટે તે એક સબલ પ્રમાણ છે. તે ઉપરાંત મહાવીર સ્વામીનો માતા પિતા પ્રત્યે અતુલ્ય પ્રેમ હતો અને તેથી જેવી રીતે માતા પિતાની ઇચ્છાથી પોતાના આખા જીવનના સિદ્ધાંતને મુલતવી રાખી બે વર્ષ પછી દીક્ષા લીધી હતી, તો એ વત્સલ માતા પિતા તે સમયમાં પોતાના પુત્રને ૩૦ વર્ષ સુધી સહધર્મચારિણી વિના જોઇ કેમ સંતોષ પામે? તે સમયમાં સાસુનો જીવ જાણે કે વધૂ મુખ જોયા વિના સદ્‌ગતિએજ ન જતો હોય એમ લાગતું હતું તેથી મહાવીર સ્વામી કદાચ પરણ્યા હશે એમ મને લાગે છે. તે ઉપરાંત મહાવીર સ્વામી આપણા જેવા

ગૃહસ્થમાંથી એક દૈવી પુરૂષ થયો તે જોઇ આપણામાં મહાવીર થવાની શક્તિ અને સાધન આવે છે. અને મહાવીર અથવા મહાવીર જેવા થવાં કરતાં જીવન વધારે ઉચ્ચ આદર્શ કયો આદર્શ કયો હોઇ શકે? જો પછી આ ઉચ્ચ આદર્શ અમલમાં મૂકવા માટે ધર્મમાં શક્તિ હોય તો પછી તે સિવાય તેમાં બીજી કેટલીક સાથે નકામી બાબતો હોય તોપણ તે ધર્મને જીવન ભોમિયા તરીકે ગણી તેમાં શ્રદ્ધા રાખી ચાલવાથી લક્ષ્ય બિંદુએ જરૂર પહોંચાશે, તો પછી મહાવીર પરણેલા હતા એમ ખોટી રીતે નહિં પરન્તુ ઐતિહાસિક પ્રમાણુસર જણાયાથી માનવામાં આવેથી આપણો ધર્મ આપણો વધારે ઉદ્ધાર કરશે.

ધર્મનો ઉદ્દેશ જીવનના આદર્શો બતાવવા; એ આદર્શોને કેમ ચારિત્રમાં મૂકવાં અને તેમાં અચલ શ્રદ્ધા ઉત્પન્ન કરવા માટે કેટલાંક જીવનના દષ્ટાન્તો યોજવાં, એ મુખ્યતાયે હોવાં જોઇએ. દ્રવ્યાનુંયોગનાં પુસ્તકો ફક્ત આદર્શો બતાવે છે. ચારિત્રાનુંયોગના પુસ્તકો આચાર અથવા રસ્તાઓ કે જે વડે એ આદર્શ સંપાદિત કરી શકાય તે બતાવે છે. અને જીવનચારિત્રાનુંયોગનાં શાસ્ત્રો એવાં દૃષ્ટાન્તો પૂરાં પાડે છે કે જેથી એ ધર્મમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય અને તે સાથે જે મહાન્ પુરૂષોએ એ પ્રમાણે જીવનનં દોર્યું તેનું નામ ભવિષ્યનાં બચ્ચાંઓ માટે કાયમ રહે.

જીવન આદર્શમાં પ્રવૃત્તિના સાધારણ બે ભાગ થઇ શકે એમ છે. અને તે એક બીજા સાથે ગુંથાયલી છે. (1) Self Assertion. (2) Self Realization પ્રથમ પ્રવૃત્તિમાં ધર્મ અર્થ કામને માટે માણસે પ્રવૃત્ત થવું જોઇએ. તે પ્રવૃતિ શારીરીક તેમજ માનસિક છે. પૈસા કમાવો, ગૃહસ્થાશ્રમ ધર્મ પ્રમાણે એ તેમના બાહ્ય લક્ષ્ય બિંદુઓ છે પરન્તુ આંતરિક લક્ષ્યબિંદુ તેથીજ જુદુંજ છે.

એ ભોગો શા માટે ભોગવવા કે Self Realization નામની (આત્માના અભેદ જ્ઞાન તરફની પ્રવૃત્તિ) પ્રવૃત્તિ માટે વધારે સજ્જ થવાય. આ તેનો આન્તરિક હેતુ હોવો જોઇએ. 'આપણા શાસ્ત્રકારો ઘણા ડાહ્યા હતા અને માનસિક સ્વભાવનું વિશેષ જ્ઞાન ધરાવતા હતા. તેઓ એમ સમજતા હતા કે માણસને ગૃહસ્થાશ્રમ વિના સંન્યસ્તાશ્રમમાં અચલપણે રહેવું ઘણું કઠણ થઇ પડશે અને કોઇકજ વિરલો બાલપણાથી નિર્ભયપણે સંન્યસ્તાશ્રમ પાડી શકે છે. અને તેથી ગૃહસ્થાશ્રમને સંન્યાસ્તાશ્રમ કરતાં ઉચ્ચું પદ આપેલું છે.

મહાવીર સ્વામી તેટલાજ માટે ગૃહસ્થ હતા એમ માનવું મને વધારે શ્રેયસ્કર લાગ્યું. અજાણ વસ્તુ માટે માણસનામાં કુદરતી જાણવાની કુતૂહલતા હોય છે અને તેથી સ્થિર શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્ર માટે અભોગ અને ભોગ વિરતિ એ બે સ્થિતિ અનુભવવાથી ચારિત્ર સ્થિરતા આવે છે. મહાવીર સ્વામી પણ એક આપણા જેવા મનુષ્ય હતા તે છતાં પણ તેઓ અચલ રીતે ઉત્તમ ચારિત્ર પાળી શક્યા. અને તેથી હું ધારૂં છું કે તેમને ભોગ અને ભોગ વિરતિ એ બન્નેનું યથાર્થ અનુભવજન્ય જ્ઞાન હોવું જોઇએ તે ઉપરાંત આપણા શાસ્ત્રો જુવો. આપણે ફક્ત આત્મોન્નતિ કરવાનો હેતુ છે તે છતાં શાસ્ત્રોમાં બાકીનાં છએ દ્રવ્યનું જ્યાં ત્યાં સ્વરૂપ સમજાવવામાં આવે છે? જીવ જાણવા માટે જીવથી જે ભિન્ન અભિન્ન છે તેનું પણ સ્વરૂપ સમજવું જોઇએ. તેજ પ્રમાણે વિષય વિરતિ એ અચલ રીતે સાધવા માટે વિષયોપભોગ એનું જ્ઞાન હોય તોજ બની શકે એમ છે. આ નિયમ સામાન્ય રીતે દરેક મનુષ્યને લાગુ પડે છે. અને તે પણ મહાવીર સ્વામી ગૃહસ્થ હોવા જોઇએ એમ માનવામાં

સબળ કારણ છે. તેમને ધર્મ, અર્થ અને કામ માટેજ પ્રવૃત્તિ રાખી એટલુ નહિં પરન્તુ આત્મિક નિવૃત્તિ માટે પણ પ્રવૃત્તિ સાથે સાથે રાખી હતી, અને તેથીજ જીવન આદર્શને સંપાદન કરી શકયા હતા.

જે લોકો મહાવીર સ્વામીને પહેલેથીજ દેવ તરીકે માને છે, તેમને આ વાંચી ક્રોધ તેમજ હસવું આવશે. પરન્તુ જે લોકો મહાવીર સ્વામીને સિદ્ધારથ રાજાનો કુંવર મહાવીર એક મર્ત્ય પ્રાણી (પ્રથમ સ્થિતિએ) હતા એમ માને છે તેને આ લક્ષ્ય બિંદુથી રસ પડશે. મહાવીરના પન્થમાં શ્રદ્ધા ઉત્પન્ન થશે અને તેથી મહાવીરના ધર્મથી મહાવીર થવાની શક્તિ મેળવશે.

## संन्यासा अथवा श्रमणावस्था.

મહાવીર સ્વામીએ લગભગ, પોતાના જીવનનો ઉત્તમ ભાગ ગૃહસ્થી રહીને સત્ય અથવા જીવન આદર્શ અથવા જીવન રહસ્ય શોધવામાં ગાળ્યો, જીવન આદર્શ ઉપર લખતાં શ્રીયુત ચંપતલાલ જૈની લખે છે કે.

" All straining and striving which is going on in the world, is the outcome of a thirst for happiness, it is on account of this insatiable thirst that ideal after ideal is conceived adhered for a time and then ultimately, when discovered to be in sufficient, discarded and replaced by a seemingly better one. Some people spend their whole lives in thus trying object after object for the satisfaction of this inclination for happiness. (Key of Knowlegde.)

મહાવીરે ત્રીશ વર્ષ ગૃહસ્થ તરીકે ગુમાવ્યાં અને પાછળથી જણાયું કે ગૃહસ્થાશ્રમ સત્ય છે, ( Truth ); પરન્તુ જીવન માટે સંન્યાસ વધારે મોટું સત્ય છે ( Higher Truth ) અને તેથી હવે મારે એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવા માટે પુરૂષાર્થ કરવો જોઇએ. નવા જમાનાના વિચારકો જુવો, રૂશિઆનો પ્રખ્યાત તત્વજ્ઞાની કાઉન્ટ લીઓ ટોલસ્ટોય એક ઉમરાવ હતો, તેને અતુલ્ય વૈભવ હતો તેમ ગ્રંથકાર તરીકે તેણે અમર કીર્તિ સંપાદન કરી હતી. ટુંકમાં ગૃહસ્થ જીવનની ઉત્તમમાં ઉત્તમ અભિલાષા સંપાદન કરી હતી પરન્તુ જીવનનું (higher truth) એ ન લાગ્યું તેથી અન્ય માર્ગ લીધો. " Self-Denial " the greatest of Virtue for mankind " (કાર્લાઇલ), આત્મ સંયમ કે જે દુનિયા માટે ઉચ્ચમાં ઉચ્ચ સદ્‌ગુણ છે તેનો આશ્રય લીધો અને ભોગોનો ભોગ આપ્યો. મહાત્મા ગાંધીના જીવનનું આદર્શ વધારે પ્રત્યક્ષ છે. જીવન એ જીવનને માટે છે. ભોગ, કીર્તિ, પૈસા ઇત્યાદિ એ સાધનો છે. " To leave for pure Life's sake " and to utilise wealth, body etc. for living in that manner was Lord Vira's principle. So he utilised his body full for Self-Denial or for Life. જીવનની શુદ્ધ સ્થિતિ માટે જીવવું એ જીવનનો આદર્શ છે. અને પૈસો શરીરને માટે બાહ્ય સાધન છે, એ મહાવીરના જીવનનો આદર્શ હતો અને તેથી તેમણે બાહ્ય સાધન કે જેમાંથી શરીરનોજ વધારે ઉપયોગ હતો તે રાખી બીજાંનો ત્યાગ કર્યો. અને શરીરનો સદુપયોગ કર્યો. સંસારી સુખ ભોગવવાથી જે સુખની ઇચ્છા તૃપ્ત નહોતી થઇ તેને હવે શાન્ત કરી.

"Money cannot make us happy, success cannot make us happy, friends cannot make us happy, health and strength cannot make us happy. All these make for happiness but none of them will secure it. Nature may do all she can, she may give us fame, health, money, long life, but she cannot make us happy. Every one of us must do that for himself. Our language expresses this admirably. What do we say if we had had a happy day? We say we have enjoyed 'Ourselves'. This expression of our mother tongue seems very suggestive. Our happiness, depends on Ourselves."

(Lord Avebury)

આ સત્ય મહાવીરે પણ અનુભવ્યું અને તે પ્રમાણે જીવનને પ્રેર્યું. નવા જમાનામાં હજુ જીવનનું લક્ષ્યબિંદુ સ્થિર થયું નથી. હજુ નવા જમાનાની યુવાવસ્થા ચાલે છે. પરન્તુ ભવિષ્યમાં નવા જમાનાને જણાશે કે આપણે હાલમાં જે લક્ષ્ય બિંદુ લઇને બેઠા છિએ તે અસત્ય છે. પાશ્ચાત્ય પ્રજાને આ વાતનું જ્ઞાન ક્યારે થશે કે જ્યારે આપણે પ્રવર્તાવ્યો, આપણા શાસ્ત્રનો ઉદ્ધાર કરીશું અને તેનું રહસ્ય તેમને બતવીશું, અનેક ટાલસ્ટોયો અને મહાત્મા ગાંધીઓ ઉત્પન્ન કરીશું અને અનેક મહાવીરો, બુદ્ધોનાં ઇતિહાસો બનાવીશું, અનેક શ્રીમન્ રામચંન્દ્રો ઉત્પન્ન કરીશું ત્યારે.

મહાવીર સ્વામીએ બાર વર્ષ આ અવસ્થામાં ગાળ્યાં અને બાકીના ૩૦ વર્ષ પણ કેવલજ્ઞાની તરીકે ગાળ્યાં. આ વર્ષોમાં મહાવીર સ્વામીના જીવનનો અગત્યનો ભાગ છે. મહાવીર સ્વામીએ પોતાને જે સત્ય જણાયું હતું તેનો બોધ આપવા માંડયો. મહાવીરને પણ અંગ્રેજ કવિ મિલટનની માફક લાગ્યું હોવું જોઇએ કે "It is death to hide one's tallent which God had given him." દરેક મનુષ્યની ફરજ છે કે બનતે પ્રયાસે પોતાને જે સત્ય જણાયું તે સત્યથી બીજાને જો ફાયદો થતો હોય તો તે તેમને આપવું. તેથી મહાવીર સ્વામીના ઉપદેશનો આરંભ થયો અને શિષ્યો, ગણધરો ઇત્યાદિ વધવા માંડયા. તે વખતે જન્મથી ધર્મ બંધાતો નહોતો. જો એમ હોત તો ઇન્દ્રભૂતિ જન્મથી બ્રાહ્મણ હતા તેઓ જૈન તરીકે પૂજાત નહિ! મહાવીરે પણ ધર્મની સત્તા પોતાના હાથમાં રાખી નહોતી. તે પોતે સત્ય બતાવી અલગા રહેતા. જેને તે વળી સત્ય લાગતી તે સ્વીકારતા અને મહાવીરના શિષ્ય થતા. મહાવીર પણ ચ્હાય બ્રાહ્મણ, ક્ષત્રિય કે શૂદ્ર ગમે તે હોય પરન્તુ જે તેમને બતાવેલા સત્યમાં માનતા અને તેમના કહ્યા પ્રમાણે ચારિત્ર પાળતા, તેમને પોતાના શિષ્ય તરીકે સ્વીકારતા. ઇન્દ્રભૂતિ ઇત્યાદિ ત્રણે ભાઇઓ બ્રાહ્મણ હતા, તે છતાં મહાવીરના મુખ્ય ગણધર હતા. તે વખતમાં પણ મુસલમાન પણ જો મહાવીરના ધર્મને સ્વીકારત તો મહાવીર સ્વામી પોતાના શિષ્ય તરીકે સ્વીકારમાં કદી પણ ના પાડત નહિં.

મહાવીર ધર્મ એટલે અંધશ્રદ્ધા અથવા અમુક જન્મવાળો મનુષ્ય એવું નહોતા સમજતા, પરન્તુ આપણે હાલમાં શું સમજીએ છિએ. પાટીદાર કે મુસલમાન કે જે એક જૈન કરતાં પણ સાધારણરીતે

મહાવીરના ધર્મને પાળતો હોય તેને જૈન ધર્મ બન્ધુ તરીકે સ્વીકારી તેની સાથે સંબંધ રાખવા માટે તૈયાર નથી. મહાવીર એકલાજ નહીં પરન્તુ દરેક મહાન પુરૂષો આ પ્રમાણે ઉદાર મનન હોય છે. બુદ્ધ પણ પોતાના શિષ્યોમાં જ્ઞાતિ ભેદ રાખતો નહીં. ક્રાઇસ્ટ પણ એ ભેદ રાખતો નહીં.

આપણે હાલ તેમના ધર્મોનો ઉંધો અર્થ કરી નાખ્યો છે. જન્મથીજ માણસ જૈન થઇ શકે, ધર્મથી નહિં એમ માની બેઠા છીએ. આથી જૈન ધર્મના ઉદાર સ્વરૂપને નહિં પરન્તુ મનુષ્યત્વ કે જેમાં સર્વ જીવાત્મા સરખો છે તે ઉત્તમ સિદ્ધાંતને પણ અપમાન આપીએ છીએ. આને બદલે ઉલટા એમ કરવામાં આપણે મગરૂરી ધરાવીએ છીએ. આનું ફલ શું આવશે ? જૈનોનો ક્ષય.

“Another point in Lord Mahavir's Life is his *broad mindedness*. That he started a movement which embraced persons of all castes and creeds and of all degrees of civilization in that hoary past, very amply attests the breadth of view, with which he conceived Jainism. Jainism was never meant to be the narrow or exclusive thing that it appears and have become now. Kings, Warriors, Queens, Brahminas, Sudras, and Aborigines all profited by his teachings. Like Buddhism in its first centuries, it took up the causes of the masses who were being demoralised and tyrannised by the exclusive,

privileged and influential priestly classes. But it is curious that Jainism itself has become priest ridden and ignorance-flooded in the immediate past. An interminable mass of rites and ceremonies has replaced its pristine simplicity and minor details of eating before sunset and drinking strained water and conducting big रथ यात्रा processions, and fighting big communial cases, gave all, but made people forget that behind these comparatively unimportant details, there lies a wealth of principles of cosmopolitan application. To defend the above practices by saying that these things are good for masses, is to assume these latter to be far, far behind their times and unable to understand the right road and their salvation. More liberalism of true stamp namely that Liberalism which will insist upon the great and fruitful principles of Jainism, as distinguished from its minor practices is badly needed by our community and if a study of the life of Mahavira does not inspare us with it, my idea is the fault is in us !!!

(By Jugmandar Lal Jaini. Bar-at-Law).

ઉપલો ઉતારો એ મહાવીરના જીવનમાંના એક લક્ષ્ય બિંદુનું સ્વરૂપ આપે છે અને તે સાથે હાલ જૈનો, તેનાથી કેટલી વિરૂદ્ધતાથી ચાલે છે, તથા હાલમાં જૈનોની પ્રવૃત્તિ પણ કેમ ચાલે છે તેનું ટુંકમાં યથાર્થ સ્વરૂપ આપે છેઃ—

**ભાષાન્તર—**

"મહાવીરના જીવનમાંથી જાણવાજોગ બાબતોમાં, મહાવીરની ઉદારતા છે. ઉપદેશક તરીકે પોતે જે ચળવળ ઉભી કરી હતી તે દરેક જાતિ, દરેક ધર્મ અને દરેક દરજ્જાના મનુષ્યને આશ્રય આપતી હતી. હાલની જૈન ધર્મના સાંકડી મતિથી વિરૂદ્ધ તે વખતના જૈન ધર્મની મહાવીરે કેટલી વિશાળતા રાખી હતી તે જાણવા લાયક છે. રાજાઓ, યોદ્ધાઓ, રાણીઓ, બ્રાહ્મણો, શુદ્રો અને અનાર્ય લોકોને પણ મહાવીર જૈન ધર્મનો ઉપદેશ આપતા હતા. પહેલાના સૈકાના બુદ્ધ ધર્મની માફક જૈન ધર્મ પણ અજ્ઞાન સામાન્ય જન સમાજના હિતનો સવાલ હાથ ઉપર લીધો હતો. કારણ કે તે જનસમાજ વધારે હક્ક ભોગવતા સાધુ વર્ગના જુલમ નીચે દુઃખી થતો હતો. પરન્તુ વિચિત્રતા તો એ છે હવે ઉલટો જૈન ધર્માનુયાયી પણ એ સાધુ વર્ગના પંજા નીચે આવી ગયોછે અને અજ્ઞાનના પુરમાં આળોટવા લાગ્યાછે. જૈન ધર્મના સિદ્ધાંત બાજુ ઉપર મૂકી દેવામાં આવ્યા છે અને તેને બદલે થોડી અગત્યતાવાળા આચાર ધર્મને પ્રથમ પદ આપી દીધું" છે. રાત્રિ ભોજન ન કરવું, અલગણ પાણી ન પીવું, રથયાત્રાઓ કરવી ઇત્યાદિનેજ ધર્મ માની બેઠા છે. આ શાસ્ત્રનું જોર એટલું બધું વધી ગયું કે સિદ્ધાંતો લોકો ભુલી ગયા જે લોકો સામાન્ય જનસમાજને આચાર શાસ્ત્રો ખાસ અગત્યના એમ કહી બચાવ કરવા માગે છે તે લોકો કાળના સ્વરૂપને

ઓળખી શકયા નથી અને મોક્ષના શુદ્ધ માર્ગને પણ ઓળખી શકયા નથી. હાલમાં સિદ્ધાન્તને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી કે જે સિદ્ધાંતો જૈન ધર્મને ટકાવી રાખે છે. આ બાબતની હાલમાં જૈન કોમમાં ખાસ અગત્યતા છે. અને જો મહાવીરના જીવનમાંથી આ બાબત વિષે જ્ઞાન ન મળે તો હું ધારૂં છું કે આપણે આપણી ભૂલથી વસ્તુ સ્થિતિ જોઇ શકતા નથી.”

**વિહારઃ**—મહાવીર સ્વામીએ એ વખતમાં કયાં કયાં વિહાર કર્યો હતો તે જાણવાની ખાસ અગત્યતા છે. કારણ કે તે જગ્યાઓ જોવાથી મહાવીર સ્વામીએ સામાન્ય મનુષ્ય કે જે આપણી માનવ સૃષ્ટિ ઉપર રહેતા અને વિહરતા હતા તે એક દૈવી આદર્શ માનવરૂપને સંપાદન કરી શકયા છે—

‘આચારાંગ સૂત્ર’ ના કથન પ્રમાણે મહાવીર સ્વામીએ પ્રથમ ચાતુર્માસ ‘કુમાર’ નામના ગામમાં કર્યો હતો. ‘કલ્પસૂત્ર’ ના કથન પ્રમાણે ‘અસ્થિ ગામમાં’ પ્રથમ વિહાર કર્યો હતો. દિગંબર ગ્રંથના આધારે મહાવીર સ્વામીએ તપશ્ચર્યા પૂર્ણ કર્યા પછી કૂલપુર નામના ગામમાં કર્યો હતો અને ત્યાંથી દશપુર નામના ગામે સિધાવ્યા. એ ઉપરાંત ઘણી જગ્યાએ ચાતુર્માસ કરી ઉજ્જયિનીમાં આવ્યા હતા. અને જ્યાંથી કૌશાંબી નગરી, કે જ્યાં ‘ચંદના’ નામની પ્રથમ આર્જીકાનો સમાગમ થયો હતો.

કલ્પસૂત્રોમાં જેજે જગ્યાઓએ મહાવીર સ્વામીએ ચાતુર્માસ ઇત્યાદિ પ્રસંગોને લઇને વિહાર કર્યો હતો તેનું વર્ણન નીચે પ્રમાણે ટુંકમાં આપવામાં આવ્યું છે.

પ્રથમ ચાતુર્માસ અસ્થિ ગામમાં, બીજાં ત્રણ ચંપા અને પૃષ્પી ચંપા ગામોમાં, દ્વાદશ ચતુર્માસ, વૈશાલી અને વાણિજ્ય ગ્રામમાં, ચતુર્દશ ચાતુર્માસ, રાજગૃહી અને તેનુ પરૂં નાલંદમાં, છ ચાતુર્માસ મિથિલા નગરીમાં, બે ભદ્રિકામાં, એક આલભિકામાં, એક પનિત ભૂમિમાં, એક શ્રાવસ્તીમાં અને છેલ્લું 'પાપા' નગરમાં ગાળ્યું હતુ. એ પાપા નગરી કે હાલ જેને આપણે 'પાવાપુરી'ના નામથી ઓળખીએ છે ત્યાં આપણી કાર્તિક સુદ ૧૫ને દિવસે સ્વાતિ નક્ષત્રમાં, અવસર્પિણીના દુઃખમા સુખમા કાલમાં, હસ્તિપાલ રાજાના રાજપુરૂષોના સ્થાનમાં, પૌરૂષ નક્ષત્રમાં નિર્વાણને પામ્યા હતા. ઉપર બતાવેલી બધી જગ્યાઓના નકશા હાલમાં મળતા નથી. પરન્તુ સંસ્કૃતના જીવન અભ્યાસીઓના અત્યંત શ્રમથી જુના ઇતિહાસની સાબિતી બતાવવા માટે નકશા રચવામાં આવ્યા છે. તેમાંથી વૈશાલિ, રાજગૃહી, ઉજ્જયિની અને ચંપાપુરીના સ્થળો ક્યાં છે તે જણાઇ આવશે. ચંપાપુરી બીહારથી સાત માઇલ છેટે આવેલું છે. બિહાર એ બી. બી. એન્ડ. રેલ્વેનું નાનું સ્ટેશન છે. અને તે બિહાર પ્રાન્તમાં આવેલું છે. આ જગ્યાએથી દશ ગાઉ ઉપર ગનાવા નામનું ગામ છે કે જ્યાં ઇન્દ્રભૂતિ નિર્વાણ પામ્યા હતા. એ ગામની નજદીક રાજગૃહી કે જે બિહારની અસલની રાજધાની હતી તેના ખંડેર મળી આવે છે.

પવિત્ર પાવાપુરીની આજુબાજુ નાનાં ગામડાં આવેલાં છે. જૈન યાત્રાળુઓ માટે ત્યાં ઘણી ધર્મશાળાઓ છે. શ્વેતાંબર અને દિગંબર મતના મળી લગભગ છએક મંદિર છે. ઘણાં જૈન યાત્રાળુઓ, ખાસ દીવાળીના પ્રસંગ ઉપર કે જે દિવસે મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા તે પ્રસગે તે ગામની મુલાકાત લે છે. મુખ્ય મંદીર કે જેમાં શ્રી મહા-

સ્વામીનાં પાદ ચિન્હ છે તે એક કમલ શોભિત જલયુક્ત તલાવની મધ્યમાં આવેલું છે.

મહાવીર સ્વામી જ્યારે વિહાર કરતા કરતા આ જગ્યાએ આવ્યા ત્યારે ત્યાંના રાજા હસ્તિપાલ કે જે જૈન ધર્મનો મોટો આશ્રય-દાતા હતો તેણે મહાવીરના સત્કાર માટે ઘણી તૈયારીઓ કરી હતી ત્યાં આવ્યા પછી મહાવીર સ્વામી લગભગ સાત દિવસે નિર્વાણને પામ્યા.

આથી એક બાજુએ તેમના શિષ્યોમાં જરા ક્ષોભ થયો પરન્તુ મોક્ષ સિદ્ધિ થયેલી જોઇ લોકોમાં ઘણો આનંદ થયો અને ત્યાં અનેક દીપક યુક્ત મ્હોટો ઉત્સાવ કે જેને દીપાવલી કહેવામાં આવે છે તે કરવામાં આવ્યો હતો. આમા ઘણા રાજા રજવાડાઓએ ભાગ લીધો હતો. હાલનો આપણો દીવાલીનો તહેવાર આ આચારને અનુસરીને રાખવામાં આવ્યો છે. દીવાલી એ દીપાવલી શબ્દનો અપભ્રંશ છે. અને તે ઉત્સવમાં જે અથાક દીવાઓ કરવામાં આવ્યા હતા તે પ્રમાણે હાલ આપણે પણ દીવા પ્રકટાવીએ છીએ પરન્તુ હાલમાં આપણે આચાર પાલીએ છીએ પરન્તુ મહાવીર સ્વામી'તે દિવસે નિર્વાણ પામ્યા એ શબ્દોનો અર્થ સમજવા તે તહેવારને દિવસે એકપણ મિનિટ વાપરવા નથી. આ વાતને ટેકો આપવા માટે હરિવંશ પુરાણમાં નીચે પ્રમાણે શ્લોક આપવામાં આવ્યા છે

ज्वलत्प्रदीपालिकया प्रवृद्धया,<br>
सुरासुरै दीपितया प्रदीप्तया ।<br>
तदास्म पावानगरी समंततः,<br>
प्रदीपिताकाशतला प्रकाशते ॥

ततश्च लोकः प्रतिवर्षमादरात्,
प्रसिद्धदीपालिकयात्र भारते ।
समुद्युतः पूजयितुं जिनेश्वरं,
जिनेन्द्रनिर्वाणविभूतिभक्तिभाक् ॥

આ દીવાલીનો તહેવાર ફક્ત જૈનોમાંજ નથી પરન્તુ આખી ભારતવર્ષની પ્રજામાંજ પલાય છે એ વિચિત્ર અને સુંદર વાત છે. આ તહેવારજ ફક્ત મહાવીર સ્વામી એક ઐતિહાસિક વ્યક્તિ હતા અને નહીં કે કાલ્પનિક એમ સાબિત કરવાને સંપૂર્ણ છે.

**શિષ્યો અથવા ગણધરો.**

વસ્તીપત્રક રાખવાનો રીવાજ એ હાલના જમાનાનો છે એમ કેટલાકનું માનવું હશે. વસ્તીપત્રક એ પ્રજાના શારિરીક, માનસિક અને આધ્યાત્મિક બલ સૂચવવાનું એક સાધન છે. ઇતિહાસની એક શાખા છે. ભારતના કમ ભાગ્યેજ આપણે કશો ઇતિહાસ રાખી શક્યા નથી, તેમજ વસ્તીપત્રકો પણ રાખી શક્યા નથી. હિંદુસ્થાનમાં ઇતિહાસ તરફ લક્ષ્ય નહિં આપવાના મુખ્ય કારણો આપતાં મેકડોનેલ્ડ જણાવે છે કે—

" Early India never wrote history because it never made any. The ancient India never went through a struggle for life like the Greeks in the Persian wars and the Romans in the Punic wars. Such as would have welded their tribes into a nation and developed political

greatness. Secondly the Brahmins whose task was to record such great deeds had early embraced the doctrine that all action and existence was a positive evil and could therefore have felt but little inclination to chronicle historical events."

( History of Sanskrit Literature. )

ભાષાન્તર:—

"અસલના ભારતે ઇતિહાસ લખ્યો નથી કારણ કે તેને કાંઇ ઇતિહાસ કાર્યમાં કર્યો નથી. અસલના ભારતને જીવન આધાર માટે, અસલના ગ્રીક અથવા રોમનોની માફક પરસીઅન અથવા પુનીક લડાઇઓમાં ઉતરવું પડતું નહોતું તેથી જુદી જુદી જાતો (Tribes) એક બીજા સાથે ભળી નહીં અને એક પ્રજા બની શકી નહીં અને તેથી રાજકીય મહત્વતા સંપાદન કરી શકી નહીં. બીજું કારણ એ છે કે અસલનું ભારત જ્યારે ઐતહાસિક વર્તનમાં મુકાયું ત્યારે બ્રાહ્મણો કે જેમનું કામ આ બનાવોની નોંધ લેવાનું હતું તે લોકોની આજુબાજુએ વિચિત્ર આધ્યાત્મિક વાતાવરણ વીંટળાઇ વળ્યું હતું. જીવન પ્રવૃત્તિ અને સ્થિતિ એ જીવનનું લક્ષ્ય બિંદુ નથી પરન્તુ એક જાતની પીડા છે અને તેથી આ બનાવો નોંધવા માટે ઓછું મન દોરાવાનો સંભવ છે."

આ લક્ષ્યબિંદુથી 'કલ્પસૂત્ર'ની કિંમત અગાધ છે. કલ્પસૂત્રમાં, અસલના મહાવીરના ગણધરો, મુનિઓ, આર્જિકાઓ, શ્રાવક અને શ્રાવિકાઓની સંખ્યા, દરજ્જો, કુલ તથા ગોત્રનું લાંબું વર્ણન આપ-

વામાં આવ્યું છે કે જે હાલના વસ્તિપત્રકોમાં આવતા વર્ણનને ઘણું મળતું આવે છે. તેના ટુંકા ખ્યાલથી વાંચકવર્ગને વિચાર કરવાને કંઇ નિમિત્ત મળશે એમ ધારી આપવામાં આવે છેઃ—

મહાવીર સ્વામીને ક્રાઇસ્ટના બાર એપોસલ (Apostles)ની માફક, ૧૧ ગણધર અથવા સ્થવિર અને તેમના હાથ નીચે નવ શિષ્યવૃંદ હતા. પહેલા સાત પાસે દરેક પાસે એક વૃંદ હતું અને પછી બબ્બે પાસે એક એક વૃંદ હતું.

| નામ | ગોત્ર, | શિષ્યો |
|---|---|---|
| ૧ ઇંદ્રભૂતિ | ગોતમગોત્ર | ૫૦૦ શ્રમણોનું એક વૃંદ |
| ૨ અગ્નિભૂતિ | ગોતમ ગોત્ર | ૫૦૦ શ્રમણોનું એક વૃંદ |
| ૩ વાયુભૂતિ | ગોતમ ગોત્ર | ૫૦૦ શ્રમણોનું એક વૃંદ |
| ૪ આર્યવ્યક્ત | ભરદ્વાજ ગોત્ર | ૫૦૦ શ્રમણોનું એક વૃંદ |
| ૫ સુધર્માચાર્ય | અગ્નિ વૈશ્યાયન ગોત્ર | ૫૦૦ શ્રમણોનું એક વૃંદ |
| ૬ મંડી પુત્ર | વસિષ્ટ ગોત્ર | ૨૫૦ શ્રમણોનું એક વૃંદ |
| ૭ મૌર્ય પુત્ર | કાશ્યપ ગોત્ર | ૨૫૦ શ્રમણોનું એક વૃંદ |
| ૮ અંકપિત | ગોતમ ગોત્ર | ૬૦૦ શ્રમણોનું એક વૃંદ તેના બે સરખા ભાગને ભણાવતા હતા. |
| ૯ અચલવ્રત | હરિતાયન ગોત્ર | |
| ૧૦ મૈત્રેયાચાર્ય | કાંડીન્ય ગોત્ર | ૬૦૦ શ્રમણોનું એક વૃંદ અને તેના બે સરખા ભાગને દરેક જણ ભણાવતા હતા. |
| ૧૧ પ્રભાસાચાર્ય | કાંડીન્ય ગોત્ર | |

એટલે ૧૧ ગણધરો, નવ વૃંદો અને ૪૨૦૦ શ્રમણો હતા. પણ પૃષ્ટ ૮ માં બતાવ્યા પ્રમાણે ૧૪૦૦૦ શ્રમણો હતા. પરન્તુ આટલા

મુખ્ય હતા અને બીજા તેમના હાથ નીચેના ઉમેદવાર શિષ્યો હશે કે જેમના નામ આ ભાગમાં આપવામાં નહિં આવ્યાં હોય.

એ ઉપરાંત કલ્પસૂત્રમાં શ્રી પાર્શ્વનાથ અરિષ્ટનેમિ અને ઋષભ સ્વામીના ચરિત્ર આપવામાં આવ્યાં છે. તેમાં પણ આ વાતની નોંધ ઘણા લાંબા વર્ણન સાથે લેવામાં આવી છે એટલે પુસ્તકનો ઘણો ખરો ભાગ આમાં રોકવામાં આવ્યો છે. મહાવીર સ્વામિની માતાને આવેલાં ૧૬ સ્વપ્નો ઇત્યાદિનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે પાછળથી ઉમેરવામાં આવ્યું છે એમ કેટલાકનું ધારવું છે. તેથી એટલું સ્પષ્ટ છે કે કલ્પસૂત્ર એક આચાર અને વસ્તીની નોંધવારી છે. (Register or Record Book) પાર્શ્વનાથ સ્વામીને ૮ ગણધરો, (કેટલાકના કહેવા પ્રમાણે ૧૦ પરન્તુ છેલ્લા બે ઘણા થોડાજ વખત માટે રહ્યા હતા, તેથી તેમનાં નામ આપવામાં આવ્યાં નથી.) હતા. શુભ, આર્યઘોષ, વશિષ્ટ, બ્રહ્મચારી, સોમ, શ્રીધર, વીરભદ્ર અને યશ સ્વી એ પ્રમાણે અનુક્રમે તેમનાં નામ હતાં. મહાવીર સ્વામીને ૧૬,૦૦૦ શ્રમણો હતા, અને તેમાં આર્યદિન્ન પ્રથમ પદવી ભોગવતા હતા; ૩૮ ૦૦૦ આર્યિકાઓ હતી, અને તેમાં પૂષ્પ ચૂલા પ્રથમ પદ ભોગવતાં હતાં; ૧,૬૪,૦૦૦ શ્રાવકો હતા. અને તેમાં સુવ્રત સૌથી શ્રેષ્ઠ ગણાતા હતા, અને ૩,૨૭,૦૦૦ શ્રાવિકાઓ હતી તેમાં સુનંદા સૌથી શ્રેષ્ઠ ગણાતાં હતાં. એ ઉપરાંત ચઢતા ઉતરતા દરજ્જાના ઘણા મુનીયો હતા, જે અત્રે આપવાથી નિબંધ લાંબો અને કંટાળા જનક થઇ જશે, એમ ધારી આપવામાં આવ્યાં નથીં. પરન્તુ એકંદરે ૫,૫૫,૫૦૦ શ્રાવકોની વસ્તી હતી. જ્યારે મહાવીરના સમયમાં તે ઘટીને ૫,૩૩,૨૦૭ ની થઇ હતી. તેનાં ઘણાં કારણો છે. પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી વચ્ચે ઘણો આંતરો થયો. બીજું બ્રાહ્મણ ધર્મ અને બુદ્ધ ધર્મનું એટલું સખત

જોર વધ્યું હતું કે ધર્મની મારામાર શિવાય બીજી પ્રવૃત્તિ વૃથા મનાતી હતી અને ત્રીજું જૈન ધર્મના આચાર ઘણા કડક હતા, તે પાળવા મુશ્કેલ થઇ પડયા. તેથી લોકો જૈન ધર્મમાંથી ચ્યવી અન્ય સરળ પન્થ લેવા લાગ્યા. મહાવીરે જ્યારે આ પ્રમાણે પ્રજાની પડતી જોઇ ત્યારે ઉપદેશનો આરંભ કર્યો અને આચારમાં પણ ફેરફાર કર્યો અને આચારના બંધ તાણીને બાંધ્યા. શ્રી પાર્શ્વનાથ સ્વામીના વખતમાં ફકત ચાર મહાવ્રત હતાં.

૧) સત્ય મહાવ્રત.
૨) આચાર્ય મહાવ્રત
૩) અહિંસા મહાવ્રત
૪) પરિગ્રહ ત્યાગ મહાવ્રત.

આ પ્રમાણે ચોથા વ્રતમાં ખરી રીતે બ્રહ્મચર્ય મહાવ્રતનો સમાવેશ થાય છે. પરન્તુ લોકોમાં ધર્મની પડતી થતી જઇ તેથી મહાવીરે છેલ્લાના બે અગત્યના ભાગ કરી અને પાંચમું વ્રત (બ્રહ્મચર્યનું વ્રત) ઉમેર્યું (દિગંબર મત પ્રમાણે પ્રથમથી પાંચ વ્રત હતા.) આ પ્રમાણે જો કે મહાવીરના નિર્વાણ સમયે પાર્શ્વનાથના નિર્વાણ સમય કરતાં થોડી ઓછી વસ્તી હતી પરન્તુ મહાવીર અને પાર્શ્વના આંતરામાં જે એકદમ વસ્તીમાં ઘટાડો થયો હતો તેમાં મહાવીરે ઘણો વધારો કર્યો હતો.

આ જગ્યાએ એક વાતની નોંધ લેવા જેવી છે. પાર્શ્વનાથના સમયમાં જ્યારે ૧૬,૦૦૦ શ્રમણો હતા ત્યારે ૩૮,૦૦૦ આર્યિકાઓ હતી. અને ૧,૬૪,૦૦૦ શ્રાવકો હતા ત્યારે, ૩,૨૭,૦૦૦ શ્રાવિકાઓ હતી એટલે કે બન્ને સ્થળે પુરૂષ કરતાં સ્ત્રી વર્ગની સંખ્યા બમણી

કરતાં પણ વધારે છે. તેમજ મહાવીર સ્વામીના વખતમાં જ્યારે ૧૪,૦૦૦ શ્રમણો હતા ત્યારે ૩૬,૦૦૦ આર્યિકાઓ હતી અને જ્યારે ૧,૫૯,૦૦૦ શ્રાવકો હતા ત્યારે ૩,૧૮,૦૦૦ શ્રાવિકાઓ હતી. એટલે કે લગભગ ૨૮૦ વર્ષો પછી પણ પુરૂષવર્ગ અને સ્ત્રી વર્ગની સંખ્યાનું પ્રમાણ ૧:૨+૦૦૦ નું હતું.

કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો, પૌર્વાત્ય શાસ્ત્રોના કેટલાક લક્ષ્ય બિંદુઓ તુચ્છકારી કાઢે છે. તેમાંનું એક બિંદુ સંસારમાં સ્ત્રીની સ્થિતિ. કેટલાક કહે છે કે હિંદુ શાસ્ત્રમાં સ્ત્રીને નરકની ખાણ કહી છે સંસાર બંધનનું કારણ છે. પરન્તુ તે ગૃહસ્થના લક્ષ્ય બિંદુથી કહેવામાં આવ્યું નથી. ને તે તો ફકત એક વ્યકિત જીવન (Individual Soul) ના લક્ષ્ય બિંદુથી કહેવામાં આવ્યું છે. અને પૂર્વાત્યનું સર્વ તત્ત્વ જ્ઞાન વ્યકિત જીવન અથવા આત્મા ઉપર બંધાયલું છે અને તેથી તે બિંદુ સ્વાત્મા શિવાય તમામ વસ્તુઓ નકામી છે એ સહેજ કલ્પી શકાય એમ છે, તેજ અપેક્ષાએ સ્ત્રીઓ પુરૂષ વર્ગને પણ પોતાના આત્માથી ભિન્ન વ્યક્તિઓ ગણી તુચ્છ ગણવાને સ્વતંત્ર છે. જ્યાંસુધી ફક્ત (Naked Life or Soul) નગ્ન જીવન માટે જીવન એ લક્ષ્યબિંદુ પાશ્ચાત્યો ગ્રહણ નહીં કરી શકે ત્યાંસુધી પૌર્વાત્ય શાસ્ત્રોનું રહસ્ય તે લોકો સમજી શકશે નહી.

પરન્તુ ગૃહસ્થાશ્રમ કે જેની અગત્યતા હિંદુ શાસ્ત્રોએ જીવન આદર્શના લક્ષ્ય બિંદુમાં સ્વીકારી છે તે સ્થળે સ્ત્રીનું પદ હાલ જેટલું પાશ્ચાત્યો સ્વીકારે છે તેથી પણ વધારે સ્વીકારે છે આ વાતનો વિવાદ અત્રે અયોગ્ય છે જો કે વાત સપ્રમાણ છે.

પરન્તુ પાર્શ્વ અને મહાવીર કે જેઓ જીવનના આદર્શ । છેલ્લા પગથીઆ ઉપર વિહરતા હતા, તેમને એમ લાગ્યું કે.

शिशुत्वं स्त्रैण्यं वा यदस्तु तत्तिष्ठतु तदा। गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः।

શિશુ હો, સ્ત્રી હો અથવા ગમે તે હોય પરન્તુ જે ગુણપાત્ર હોય તે પૂજા પાત્ર છે.

જૈન ધર્મ પુરૂષ અને સ્ત્રીના આત્માને સરખી રીતે સ્વતન્ત્ર ધારે છે. જે લોકો એમ માને છે કે સ્ત્રીને હિંદુશાસ્ત્રોમાં (Individual liberty) સ્ત્રીને વ્યક્તિ સ્વાતન્ત્ર્ય નથી આપવામાં આવ્યું તેઓ મોટું અજ્ઞાનતા દર્શાવે છે. ફક્ત સ્ત્રી અને પુરૂષનેજ સરખી સ્વતંત્રતા આપી મહાવીરનું ઉદાર હૃદય વિરમ્યું નથી; પરન્તુ પ્રાણી માત્ર અથવા આત્મા માત્રને સ્વાતંન્ત્ર્યના સરખા હકકો આપનાર પ્રથમ મહાવીર હતો તેને જર્મનીનો લ્યુથર કહો, ફ્રાન્સનો લેફેયટ કહો, અમેરીકાનો જ્યોર્જ વોશીંગટન કહો કે, ભારતનો વીર કહો કે જેને સ્વતંત્રતા માટે જીવનના ઘણા ભાગનો ભોગ આપ્યો.

દરેક પ્રાણીને જીવવાનો સરખો હક્ક છે તે એ સામાન્ય નબલા સોપના ઉત્પન્ન કર્તા જીન જેકસ રૂસો કયાં અને તેથી ૨૫૦૦૦) વર્ષ પહેલાં થયેલા મહાવીરના મહત્તા કયાં ? "Live and let live is the highest principle of Jainism and the highest right that humanity can claim individually or as a body-politic of a state Lord Mahavir, stretched his generous hand to all creatures who knocked at his doors and roused the drooping zeal and enthusiasm of thousands of Souls of the ancient India for Liberty of Life"

ભારતના કમનસીબે ભારતના વીરોના નામનાં સ્મરણો રહ્યાં નથી કે જેનાં ગાન તાજાં થવાથી ભારત જાગૃત થાય અને એ સ્વાતંત્ર્ય માટે સજ્જ થાય. But there are dark mysterious shadows of the future with flashes of lightning which create fantoms of shining hope for the uplift of the Mother-land. One sees in visions, that warriors of the Mother-land are fiighting in the Darkness for their country and that cloud of Darkness, mystery and ignorance will be shattered, as soon as the heroes will come out successfuly and would bend their knees at the feet of their Motherland for receiving blessings, in reward of the simple services, they rendererd to her.

જો ભારત ફરીથી એકવાર પોતાના સ્વાતન્ત્રને સંપાદન કરી, પોતાનાં બચ્ચાંને વ્યક્તિ સ્વાતંત્ર્ય કે જેના ઉપર હાલમાં કેટલેક સ્થલે જુલમ થઇ રહ્યો છે તે પામશે તો મહાવીર કે જે તેમાંથી હજારો આત્માઓ સ્ફુરણા (Inspiration) પામ્યા છે તેને હજારો વાર પ્રણામ કરીશ અને ચાહીશ.

મહાવીરના આશ્રમમાં જેટલું શ્રમણનુ માન અને દરજ્જો હતો તેટલું આર્યિકાનું માન અને દરજ્જો હતો. જેટલું શ્રાવકને માન અને દરજ્જો હતો તેટલું શ્રાવિકાને માન અને દરજ્જો હતો. તે ઉપરાંત આર્જીકાઓ અને શ્રાવિકાઓનું સ્વાતન્ત્ર્ય અને ચારિત્રના રક્ષણ માટે

મહાવીરે કેટલાક આચારનું જુદું કથન કર્યું હતું. મહાવીર પોતે સમજતા હતા કે સ્રીત્વ તો ફક્ત કર્મવશાત્ આવેલું છે. પરન્તુ સ્ત્રી આત્મા અને પુરૂષ આત્મામાં સરખી (Potentialities) શક્તિઓ છે. જેમ અમુક પુરૂષોમાં અમુક પુરૂષો કરતાં કર્મ તેમજ સંયોગોવશાત્ માનસિક, શારીરિક તેમજ આત્મિક શક્તિમાં ઓછા વધતું હોય છે તેમ સ્ત્રી અને પુરૂષ નામની વ્યક્તિઓમાં છે. આમ હોવાથી આપણે સઘળા પુરૂષોના હક્ક સ્વીકારીએ છીએ તો સઘળા સ્ત્રી પુરૂષોના સરખા હક્ક કેમ ન સ્વીકારીએ. વિશાળ જ્ઞાની મહાવીરે અને પાર્શ્વે તે સ્વીકાર્યા હતા અને પુરૂષ સ્ત્રીને સરખાં ગણ્યાં હતાં.

આ ઉપરથી જૈન બંધુઓને એક બોધ લેવાનો છે. હિંદુઓમાં પુત્રની સંતતિ એ સારૂં ભાગ્ય ગણાય છે અને પુત્રીની સંતતિને તેમ ગણવામાં આવતું નથી. આથી કેટલાક માબાપો ફક્ત પુત્રના શારીરિક તેમજ માનસિક આરોગ્ય માટે સાવધાનતા રાખે છે અને પુત્રી માટે તદ્દન બેદરકાર રહે છે. અહા ! આ નિર્દયતા કહો કે, સ્વાર્થતા કહો કે અજ્ઞાનતા કહો એ સિવાય બીજું શું ? શું જૈન બંધુઓ તેમના પવિત્ર તીર્થંકર મહાવીરના જીવનમાંથી આટલો સરળ બોધ પણ નહીં લે અને પુત્ર તેમજ પુત્રીને સારી અને સરખી રીતે શારીરિક અને માનસિક કેળવણી આપવા માટે યોગ્ય પ્રયાસ નહિં કરે ? ધંધાને અંગે જે કેળવણી અપાતી હોય તે, સ્ત્રી અને પુરૂષનાં સામાન્ય કર્તવ્ય ક્ષેત્ર જુદા હોવાથી જુદી જાતની કેળવણીની જરૂર હોય પરન્તુ સામાન્ય ( Liberal ) કેળવણી કે જે દરેક મનુષ્યના આત્માને માટે જરૂરની છે તે પુત્ર હો કે પુત્રી હોય એ બેઉને આપવી ઘટે છે.

ત્રીજી વાતની નોંધ લેવા જેવી એ છે તે વખતે સ્ત્રી અને પુરૂષની વહેંચણી કેમ થઇ હશે. એક પુરૂષને એક કરતાં

વધારે સ્ત્રીઓ હશે કે કેમ તેનો વિચાર વાંચકવર્ગ કરશે. અથવા નૈષ્ઠિક બ્રહ્મચારિણીઓ વિશેષ હશે, તેથી આ પ્રમાણે રહેવાનો સંભવ છે. અથવા વિધવા લગ્નનો પ્રચાર હશે કે કેમ તે લખનારને સૂઝ પડતી નથી.

ચોથી વાત નોંધવા જેવી એ છે કે જે ૧૧ ગણધરો હતા તે બધા પરધર્મમાંથી **જૈન** ધર્મમાં આવીને મહાવીરના શિષ્ય થયા હતા. તેને લગતી એક જાણીતી વાર્તા આપી આ પ્રકરણ બંધ કરીશું.

ઇન્દ્રભૂતિ, વસુમતિ નામના બ્રાહ્મણનો પુત્ર હતો. તે ઘણો વિદ્વાન લેખક ગણાતો હતો. એક વખતે એક વૃદ્ધ પુરૂષ ઇન્દ્રભૂતિ કે જે મોટો ગુરૂ કહેવાતો હતો તેની પાસે ગયો અને કહ્યું "હે પૂજ્ય પ્રભુ! મારા ગુરૂ શ્રી મહાવીરે મને એક નાનું કાવ્ય આપ્યું અને તેનો અર્થ શીખવાડ્યા પહેલાં તેઓ ધ્યાનસ્થ થઇ ગયા તો કૃપા કરીને આ સેવકને તેનો અર્થ સમજાવો. એમ કહી તે નીચેનો શ્લોક બોલ્યો.

त्रैकाल्यं द्रव्यषट्कं सकलगणितगणः सत्पदार्था नवैव ।
विश्वं पंचास्तिकायव्रतसमितिविदः सप्त तत्त्वानि धर्मः ॥
सिद्धं मार्गस्वरूपं विधिजनितफलं जीवषट्कायलेश्या ।
एतान्यः श्रद्धधाति जिनवचनरतो मुक्तिगामी स भव्यः ॥

ભાષાન્તર- છ દ્રવ્ય ત્રિકાલિક છે. ૯ સત્ પદાર્થ છે. પંચાસ્તિકાયમાં વિશ્વનો સમાવેશ થાય છે. તત્વ સાત છે. ક્રિયાનું ફલ એ મોક્ષમાર્ગનું સ્વરૂપ છે. જીવને છ લેશ્યા છે એ અને બીજી બાબતોમાં જે જીનવરના વચનમાં શ્રદ્ધા રાખી મુક્તિના માર્ગે પ્રવર્તે છે તે ભવ્ય જીવ છે. ઇન્દ્રભૂતિ કાંઇ સમજી શક્યો નહિ. છ દ્રવ્ય શું, પંચા-

સ્તિકાય શું ઇત્યાદિનું જ્ઞાન ન થયું, તે છતાં પણ ખોટો અર્થ આપતાં ગભરાયો કારણ કે જ્યારે તે વૃદ્ધ માણસ તેના આપેલા અર્થને મહાવીરના અર્થ સાથે સરખાવશે ત્યારી પોતાની હાંસી થશે. તેથી તે એકદમ પોતાના ત્રણ ભાઇઓ અને શિષ્યો સાથે મહાવીર પાસે આવ્યો. મહાવીરે શ્લોકનો વિસ્તારથી અર્થ કહ્યો અને ત્રણે ભાઇઓના મનની ઘણી શંકાઓ દૂર કરી અને **જૈન** માર્ગથી સંતોષ પમાડયા. તેથી ઇંદ્રભૂતિ તથા તેના ત્રણે ભાઇઓ તેમજ પાંચસો શિષ્યો **જૈન** મતાનુસારી થઇને રહ્યા. વધુ વર્ણન માટે જુઓ सुखबोधिका, (કલ્પસૂત્ર ઉપર ટીકા.)

અહીંઆ જાણવા જેવી એ વાત છે કે મહાવીર ધર્મ આપવા નહોતા જતા. તેમજ તેમના પન્થના નેતા થવાની પણ ઇચ્છા નહોતી. ફક્ત પોતાને જે સત્ય લાગ્યું તે દુનિયાને વ્યક્ત કર્યું અને જેને તે વાત સત્ય લાગે તે ગ્રહણ કરે અને જે ગ્રહણ કરે અને ચારિત્રમાં મૂકે તેને **જૈન** તરીકે સ્વીકારવા આનું નામ (Religious Toleration) ધર્મ માટે ઉદાર સહિષ્ણુતા. મુસલમાનોની માફક અથવા હાલમાં કેટલાક રઝળતા ક્રીશ્ચન મીસીનરીની માફક તેઓ ધર્મની જાળમાં લાલચથી પકડવા નહોતા ફરતા તેમજ સંખ્યા વધારી લોકોના નાયક અને પન્થના સ્થાપક થવા નહોતા માગતા. એ મહાનુભાવ પુરૂષોની મહત્તા.

આપણાંના અને હાલ ઘણીખરી કોમોમાં આ પ્રકારનો મત દાખલ થયો છે અને સહિષ્ણુતા વધી છે પરન્તુ તે છતાં જુના વિચારની પ્રવૃત્તિ વાલા શ્રાવકો અને ધર્માચાર્યોએ મહાવીરની આ ઉદારતાને પાણી પોચું આપી દીધું છે અને ધર્મને બદલે ધર્માન્ધતાને સેવી પુણ્ય કરવાને બદલે પાપમય પ્રવૃત્તિમાં મચી રહ્યા છે. અહા ! હિંદુસ્થા-

નને છઠ્ઠી સદીથી તે ૧૧ મી સુધીના ધર્મના ઝગડાએ દેશની ઉન્નતિને જેટલો ધોકો પહોંચાડયો છે એટલો બીજી પ્રવૃત્તિએ ભાગ્યેજ પહોંચાડયો છે. અરે ! હાલમાંજ એકજ પિતા મહાવીરના બે પુત્રો દિગંબરો અને શ્વેતાંબરો આવી ધર્માન્ધતાના સેવક બની એક બીજાને નુકસાન કરી પિતાના ધર્મનું નિકંદન કરવા તૈયાર થયા છે અને તે સાથે કોમના પૈસાને ઘસડી જઇ સરકારની અને બેરીસ્ટરોની ત્રીજોરીઓ ભરવા તત્પર થયેલા છે. બોધ આપ્યો અપાતો નથી અને લીધો લેવાતો નથી. આપણા જૈન બંધુઓ જાતે સાવચેત બની આવા દુસમનો માટે સંપથી સજ્જ નહીં થાય તો જ્યારે પડતીનો બારીક સમય આવશે ત્યારે કાળ પોતાના ચક્રથી જૈન કોમની ઉન્નતિ કરવા હાથ ઉપર લેશે.

ચારિત્ર.

"Man is heaven born, not the thrall of Circumstances and of Necessities, but the Victorious subduer thereof; behold ! how he can become the Announcer of himself and of his freedom."...

(Carlyle).

ભાષાન્તર—મનુષ્ય દૈવીજન્મ ધારક છે અને સંયોગો અને જરૂરીઆતોનો ગુલામ નથી પરન્તુ તેનો વિજયી જેતા છે. ને પોતાના સ્વાતંત્ર્યને અને પોતાની (આત્મિક) વ્યકિતત્વને કેવી રીતે દુનિયા સમક્ષ રજુ કરી શકે છે તે તરફ લક્ષ્ય આપો !!

(કર્લાઇલ)

આજકાલ આપણા બુદ્ધિવાદના જમાનામાં માણસના મન બુદ્ધિગર્વથી એકલાં બધાં સંકડાઇ ગયાં છે કે આપણે વ્યકિતની શકિત ઉપર વિશ્વાસ

રાખી શકવા નથી. કોઇ મહાન્ વ્યક્તિ જો પાકશે તો તે પોતાના આત્મિક સ્વતંન્ત્ર બળથી થયો છે એમ આપણે સ્વીકારી તે બળવાન્ પુરૂષ તરફ પૂજ્ય ભાવ બતાવીશું નહિ. અને એક ડાહ્યા બગભક્તની માફક એક મોટા તત્વજ્ઞાનીના ગંભીર અવાજથી કહીશું કે એમાં કાંઇ નવઇ નથી. “ મહાવીર એવા સયોગોમાં જન્મ્યા હતા કે એમને એવી શક્તિ મેળવવી તદ્દન સહેલ હતી. હવે આપણો જમાનો બદલાયો છે માટે આપણે એવા થઇ શકીએ નહીં તો એમાં કોઇ નવાઇ નથી.” આ પ્રમાણે બુદ્ધિવાદી મનુષ્ય પોતાના ક્ષુદ્ર આત્માને સંતોષ આપે છે અને પોતાનામાં રહેલા કુદરતી ગુણો જેવા કે આત્મ શક્તિ માટે માન, ભક્તિ અને સેવાને ખીલતા દબાવીજ રાખી આત્મઘાત કરવા તૈયાર થાય છે. એ આત્મઘાત હવે નવા જમાનાનું ડહાપણ અને જ્ઞાન ગણાય છે. મહાવીર સ્વામી દેવ હતા; તે જાતે રાજા હતા. પૂર્વે સારાં કર્મો કર્યાં હતાં; પૈસે ટકે સુખી હતા, કુટુંબનું દુઃખ નહોતું, દેશ પણ અનુકુલ હતો, જ્યારે હાલના કાળનું લક્ષ્યબિંદુ બદલાયું છે માટે જો આપણે મહાવીર જેવા ન થઇ શકીએ તો આપણે ધારીએ છે કે મહાવીર આપણા જેવા ન થયા હોત. ! આ પ્રમાણથી આપણે આપણા નબળા આત્માને સંતોષ પમાડીએ છીએ. !

પરન્તુ હે ક્ષુદ્ર આત્મા, જે લોકો વીર છેઁ તે લોકો ગમે તે કાલમાં ગમે તે સમયમાં, ગમે તે સ્થિતિમાં વીરજ રહે છે, જેનું આત્મિક બળ ખીલેલું છે તેને ત્હાય કેદમાં પુરો, ત્હાય આફ્રિકામાં નાખો, ત્હાય ગીરમીટીઆ મજુરી કરવા માટે દોરો પરન્તુ તે તો લોકમાન્ય તીલક અને કર્મવીર ગાંધી તે ગાંધીજ રહેવાના. તેજ પ્રમાણે મહાવીરને આપણે સાથેજ મુક્યા હતા તો તે તેજ મહાવીર રહેત.

જે માણસો, સંયોગો અને તંગીઓને બ્હાને, સત્યનો માર્ગ જાણવા છતાં, સારે માર્ગે નહીં ચાલવામાં ડહાપણ સમજે છે તે આત્મઘાત કરે છે એટલે કે પોતાની નબલાઇનો ઢાંક પીછોડો કરે છે. પરન્તુ તેઓ જો પોતાની નબળી ઇચ્છાઓ ( Desires ) કે જે પોતાના દૃષ્ટિ કોણની આજુબાજુએ વેરાયલી છે તેને સંકલ્પનું ( Will ) નું રૂપ આપી જે પ્રવૃત્તિ કરે છે તેને મટે અર્થ સિદ્ધિ, દરેક સંયોગોનાં મળે છે. “Where there is a will there is a way.” એ કહેવતમાં ઘણું સારૂં અને દરેક મહાન્ થવા ( લૌકિક નહિ ) ઇચ્છતા હોય તેને યોગ્ય સત્ય રહેલું છે. સંકલ્પ બળ દરેક જગ્યાએ વિજય મેળવે છે. તેની સંપત્તિ ખાસ કરીને ધ્યાન અને મનની એક વૃત્તિ રાખવાની ટેવથી (Concentration) થાય છે અને આ બળ દરેક જમાનામાં ઉપયોગી છે.

આપણે યુવાનીઆઓ જ્ઞાનનો ઉંધો અર્થ કરીએ છીએ. હિંદુસ્તાનની અને આખી દુનીયાની ભૂગોળ જાણી, ગણિત જાણ્યું, ઇતિહાસ જાણ્યો, તત્વજ્ઞાન જાણ્યું એટલે સઘળું જાણ્યું માનીએ છીએ. પરન્તુ તેમાં શ્રદ્ધા મૂકી તે પ્રમાણે ચારિત્ર પાળવું એ જુદી વાત સમજીએ છીએ. એટલે જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રને જુદાં માનીએ છિએ પરન્તુ મહાવીર એમ નહોતા માનતા; ચારિત્ર અને શ્રદ્ધા વિનાનું જ્ઞાન એ છાપામાં આવતી જાહેર ખબર ગોખી રાખવા બરોબર છે. અને તે બકરીના ગળા આગળના આંચળનો માફક કદાપિ દુધ આપતું નથી.

ઉપલા સૂચનને અનુસરતો નીચેના ફકરો એક વિદ્વાન લેખકનો ટાંકવાથી વાંચકને વધારે શ્રદ્ધા થશે.

"આજકાલ ભણેલાઓમાં એવી રીત ચાલી છે કે ઘણા ગ્રંથો આપણે વાંચ્યાજ કરવા. ખુબ વાંચવું, ખુબ લખવું અને ખુબ છપાવવું એજ વિદ્યાનો પરમ પુરૂષાર્થ મનાય છે, પણ હું તેને ઠીક માનતો નથી. પૂર્વે કાળે એક બે ગ્રંથનાં વાંચન અને મનનથી જે ફલ મળતું તે આજે સેંકડો અને હજારો ગ્રંથના વાંચનથી મળતું નથી. વિવિધ મહાત્માના ગ્રંથોમાં વિવિધ પ્રકારના આદર્શો આપણે પ્રત્યક્ષ કરીએ છીએ એ બહુ વાંચનનો લાભ છે પણ એ આદર્શોની છાપ આપણા અંતઃકરણ ઉપર સ્થાયી રહી શકે નહી અને તે વર્તમાન સમયના વાંચનની પદ્ધતિની ખામી છે."

(પ્રોફેસર, આનંદશંકર બાપુભાઇ ધ્રુવ (વસંત) અંક ૧૬)

ઉપલો ફકરો નવા જમાનાનાં વિદ્વાન થવાના લક્ષણો શું છે તે સૂચવતો હોય એમ લાગે છે.

"Our knowledge has become synomimous with Logic.' આપણું જ્ઞાનનું બીજું નામ તર્કવાદ થઇ પડ્યું છે" અને જે કોઇ એવા તર્કવાદમાં ફત્તેહ થાય છે તે મોટો જ્ઞાની કહેવાય છે. પરન્તુ મહાવીરના જ્ઞાનની એ વ્યાખ્યા નહોતી. પરન્તુ મહાવીરની વ્યાખ્યા નીચે પ્રમાણે હતીઃ—

चारित्तं खलु धम्मो जो सो समोत्ति णिदिट्ठो ।
मोहक्षोभविहीनः परिणाम आत्मनो हि शमः ॥
परिणमति जेग दव्वं तक्कालं तम्मयत्ति पण्णत्तं ।
तह्मा धम्मपरिणद आदा धम्मो मुणयव्वो ॥
णाणं अप्पत्तिमदं वट्टदि णाणं विणाण अप्पाणं ।
तह्मा णाणं अप्पा अप्पा णाणं व अण्णं वा ॥

આ ત્રણ શ્લોકો મહાવીરના જ્ઞાનની, ધર્મની અને ચારિત્રની વ્યાખ્યા આપે છે. અર્થ--ચારિત્ર ધર્મ છે અને ધર્મ એ આત્મ શાન્તિ છે. મોહના ક્ષોભ રહિત જે આત્મ પરિણામ તેને આત્મ શાન્તિ કહે છે અને જે ભાવ વડે કરીને આત્મા પરદ્રવ્યમાં પરિણત થાય છે તે ભાવનામાં તે વખતે આત્મા તલ્લીન થાય છે, તેથી આત્મા જ્યારે પરમ ચારિત્રમાં તલ્લીન થાય છે ત્યારે તે ચારિત્રજ તેનો ધર્મ છે. (તે ચારિત્ર એટલે શું તો કે (perfect purity of the soul) આત્માની પરમ પવિત્ર સ્થિતિ માટે પ્રયત્નો) અને જ્ઞાન તે આત્મા છે, જ્ઞાન વિના આત્મા નથી તેથી જ્ઞાન આત્મા છે એટલે ચારિત્ર, ધર્મ અને જ્ઞાન એ એકજ છે. જેટલે અંશે ચારિત્ર છે તેટલે અંશેજ જ્ઞાન છે. અને તેમ ન હોય તો ચારિત્ર વિનાનું જ્ઞાન અજ્ઞાનતા છે. આ ઉંડા મહાવીર વચનને જેને આપણે હાલમાં ( orthodox ) જુના જમાનાના માણસ કહીએ છે તે તેમજ જેને આપણે કેળવાયલા ( educated ) માણસો કહીએ છે તે સમજતા નથી. જુના મતવાળાઓ ફક્ત જ્ઞાન વિનાના ચારિત્રને ચોંટી રહ્યા છે અને તેથી કેટલા નવીન કેળવાયલા ગૃહસ્થો જો તેમને તિરસ્કારની અથવા દયાની લાગણીથી નિહાળતા હોય તો આપણે નવા કેળવાયલા કે જેઓનું જ્ઞાન ચારિત્ર વિનાનું છે તે પણ તેટલાજ દરજ્જે તિરસ્કાર અથવા દયાને પાત્ર છે? કારણ- કે બે પક્ષ પાસે અજ્ઞાનતા છે. પરન્તુ આપણે મહાવીરના આ મોટા સત્યને ભૂલી ઉન્માર્ગે વિચરીયે છે.

મહાવીરનું જ્ઞાન ચારિત્ર વિનાનું નહોતું તેમ ચારિત્ર પણ જ્ઞાન વિનાનું નહોતું.

He felt the seriousness of Life and he could not help being serious at every minute and so he had to keep his mind active forever by keeping observance of strict laws of conduct.

જીવનનું મહત્વ જણાયાથી, મહાવીર પોતાના જીવનનો એક પણ સમય ઉપયોગ વિના ગાળી શક્યા નહિ કારણ કે જ્યાં ઉપયોગ નથી ત્યાં પ્રમાદ હોય છે અને તેથી મહાવીરને પગલે પગલે ચારિત્રના શખ્ત નિયમ પાળવા પડતા

આપણે પણ જો એજ પ્રમાણે જીવનની ગંભીરતા સમજી, સત્યના એકજ સિદ્ધાન્તને વળગી રહેશું તો જણાશે કે આપણે દરેક પગલે ગંભીર થવું પડશે અને ચારિત્રના સખત નિયમો પાળવા પડશે.

આવા સબળ જ્ઞાનને લઇને મહાવીર કે જેને વૈરાગ્ય માટે ઉલટા વધારે પ્રતિકૂલ સંયોગો હતા તે છતાં પણ આત્મશુદ્ધિનો પન્થ સત્ય જણાયાથી તે જ્ઞાનને ચારિત્ર રૂપે ફેરવવા આખા જીવનનો ભોગ આપ્યો. આપણે પણ જે કાંઇ જરાક સત્ય જાણતા હોઇએ અને જો તેને વળગી રહેવા માટે આત્મભોગ આપવાને તૈયાર થઇએ તો સત્ય જ્ઞાનનો ભંડાર થાય અને (Hollowness) પોલાણનો નાશ થાય. જ્યાં સુધી ચારિત્રમાં ઉન્નતા નથી ત્યાં સુધી આપણને સઘળું કાલ્પનીક ( unreal ) લાગે છે. જેમ કોઇ આંધળો માણસ કશા આધાર વિના ચાલવાના ફાંફા મારતો હોય. પરન્તુ જેવો તે આંધળો માણસ લાકડીથી જમીનને અથવા એક પગલું જાણવાથી જમીનને ઓળખી શકે છે અને તેને તે પગલું unreal નથી પણ real છે, એમ લાગે છે તેમ આપણું જ્ઞાન વ્હેન આઘળું

છે અને unreal છે. પરન્તુ જેવું ચારિત્રનું એક પગલું ભર્યું કે તે જ્ઞાન real થાય છે. અને આ પ્રમાણેજ આપણું જીવન એ એક unreality છે કે reality છે તે જાણી શકીએ છિયે પરન્તુ જ્યાં સુધી ચારિત્રની આટલી અગત્યતા જાણી નથી ત્યાં સુધી સાચી ઉન્નતિ દૂર રહે છે.

ટુંકમાં ચારિત્ર એ પ્રવૃત્તિ છે. ન્હાય શારીરિક અથવા માનસિક એનો મોટો દુસ્મન પ્રમાદ અને જીવનની ગંભીરતાનો અભાવ છે. એ સિવાય બીજું વિશ્વમાં કંઇ પ્રાપ્ત થતું નથી. "ચારિત્ર સંપાદન કરવામાં પણ શ્રમની ઘણી અપેક્ષા છે; **અવિચ્છિન્ન આત્મ નિરીક્ષણ આત્મ શિક્ષણ અને આત્મ યમન એટલાં અનુક્ષણ ચાલ્યાં જવાં જોઇએ.**

જે મહાન્ ગંભીર છે. તેમનાં ચરિત્ર **અવિચ્છિન્ન** અને **અનુક્ષણ** છે અને તેથીજ મહાવીરના ચારિત્રના નિયમો ઘણાજ કઠણ છે.

ચારિત્રમાં ચઢતા બાલકોનાં લક્ષણ 'Love and admiration for greatness' (Dr. Johnson's Life by Boswell)= મહત્તા માટે પ્રેમ અને પૂજ્યભાવ છે એમ એક વખત ડૉ. જોન્શને પોતાના બાળપણમાં કહ્યું હતું. પરન્તુ નવો બુદ્ધિવાદ કે જે સંયોગો અને જરૂરીઆતોને મહત્તાના કારણો ગણાવે છે તે જીવનમાં રહેલી ચારિત્ર માટેની ભાવનાને નાશ કરનારા છે માટે દરેક વ્યક્તિમાં આ બે ગુણો ખીલવવાની ખાસ જરૂર છે.

તો એ મહાન્ ગુણના **મહાવીર**ને પૂજવું એમાં જે નવો કેળવાયલો વર્ગ નામર્દાઇપણું અને વ્હેમ ગણે છે તે લોકોને કેટલા ક્ષુદ્રાત્માઓ ગણવા ?

મહાવીરની મૂર્તિ એ મહાવીરના સ્મરણ માટે રાખીએ છિએ જેમકે આપણે આપણા સ્નેહીનો ફોટો રાખીએ છીએ. જે લોકો જૈનોને મૂર્તિપૂજક ગણી અજ્ઞાન ગણે છે તે લોકો પોતાની અજ્ઞાનતા જણાવે છે. જેવી રીતે મારે કર્મવીર ગાંધીને પૂજવા જોઇએ તેવી રીતે તેથી હજારો દરજ્જે ઉચ્ચ કર્મવીરને કેમ ન પુજવા ? જો હું દેશરત્નો ગાંધી, તિલક અને પૂજ્ય ગોખલેના ફોટા ઘરમાં રાખી તેમના જેવા થવા ભાવના ભાવું છું તો મહાવીરનો ફોટો રાખી તેના જેવા થવા મારે ભાવના કેમ ન ભાવવી ? મૂર્તિ પૂજાનું રહસ્ય ગુણ પૂજામાં છે. જ્યારે મહાવીર જીવતા હતા ત્યારે કોઇ મહાવીરની મૂર્તિઓ નહોતા રાખતા અથવા જો રાખતા હશે તો તે કે જેઓને એ મહાત્માના દર્શન ઓછાં થતાં હશે. હું નથી ધારતો કે ત્રિશલા દેવીએ મહાવીરની પથ્થરની મૂર્તિને પૂજી હોય !

આથી એમ પણ નથી સમજવાનું કે જે લોકો મૂર્તિ નથી પૂજતા તે લોકો ધર્મિષ્ટ નથી. અથવા મોટા ચારિત્રવાળા ન થઇ શકે. એમ હોત તો મહાવીરે કઇ મૂર્તિની પૂજા કરી હતી ? જે માણસો મૂર્તિ પૂજા વિના પણ પોતાના ચારિત્રને અચલ અને અવિભક્ત રાખી શકે છે તે વ્યક્તિઓ સામાન્ય જન સમૂહથી ઉંચ્ચા દરજ્જાના છે. પરન્તુ જેવી રીતે નાના બચ્ચાના શિક્ષણ માટે રમકડાંની જરૂર છે જેથી તેનું મન વારંવાર તે સાથે સંબંધ રહેવાથી અન્ય વસ્તુને એકદમ ઓળખી શકે તેવીજ રીતે મહાવીરની મૂર્તિની સાથે.

લોક સમૂહ ("World is a baby intoxicated at every gust of public laughter or Applause)" કે જે અજ્ઞાન બચ્ચું છે તેને મૂર્તિપૂજાની ખાસ જરૂર છે. વ્યક્તિઓ કે જે

ધ્યાનની ઉચ્ચ શ્રેણી ઉપર ચઢ્યા હોય તેને મૂર્તિની આવશ્યકતા નથી અને તેથીજ મુનિ મહારાજો વર્ષોના વર્ષો જંગલમાં તપશ્ચર્યા કર્યા કરે છે, જે છાછરા જ્ઞાનિઓ, સુધારકો કહેવડાનારા એ મૂર્તિને તિરસ્કારે છે તેઓ મોટું અજ્ઞાન બતાવે છે અને પોતાની છાયાને પણ ઓળખી શક્તા નથી.

## વીર અને બુદ્ધ.

લગભગ ૨૫થી ૩૦ વર્ષ પહેલાં પાશ્ચાત્ય સંસ્કૃત પંડીતો જૈન ધર્મને બુદ્ધ ધર્મથી જુદો નહોતા માનતા. અસલ બુદ્ધ ધર્મ હતો અને ત્યાર પછી કેટલાક થોડા ફેરફાર સાથે એક મહાવીર નામના બુદ્ધનાજ શિષ્યે જૈન ધર્મ ફેલાવ્યો પરન્તુ આ વાતનું નિરાકરણ જર્મન પ્રોફેસર હર્મન જેકોબીએ, સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ'ની પુસ્તકમાલામાં બે જૈન ગ્રંથોનાં ભાષાન્તર થયા છે તેની પ્રસ્તાવનામાં ઘણાં કારણો આપી બતાવી આપ્યું છે કે બુદ્ધ અને જૈન ધર્મ જુદાજ છે. મહાવીર અને બુદ્ધ સાથે થયા હતા અને મહાવીરે બુદ્ધની પાછીથી ધર્મ ચલાવ્યો એ વાત તદ્દન અસત્ય છે, કારણ કે મહાવીર પહેલાં જૈન ધર્મના સ્થાપનાર શ્રી પાર્શ્વ સ્વામી હતા અને મહાવીર સ્વામીનો શ્રી પાર્શ્વે સ્થાપેલા ધર્મનો પુનરૂદ્ધાર કરવા માટેજ પ્રયત્ન હતો. શ્રી મહાવીર પોતે નવા ધર્મ સ્થાપક નહોતા.

મહાવીર અને બુદ્ધ સાથે થયા હતા તે બુદ્ધ ગ્રંથમાંથીજ મળી આવે છે. તેમાં મહાવીરને નિગ્રંથનો નેતા અને બુદ્ધનો શત્રુ તરીકે ઘણી વખત વર્ણન આપવામાં આવ્યું છે. ફક્ત મહાવીરનું ગોત્ર વૈશ્યાયન કહ્યું છે તે ખરી રીતે મહાવીર સ્વામીના મોટા ગણધર સુધર્માચાર્યનું છે. એ ભૂલ થવાનો સંભવ છે કારણ કે મહાવીર પાછી

ઇંદ્રભૂતિ. અને સુધર્માચાર્ય કેવલ પામ્યા વિના રહ્યા હતા. આ બાબતને લગતું કેટલુંક વર્ણન પૃષ્ટ ૨૫--૨૬--૨૮માં આપવામાં આવ્યું છે. તેથી જણાશે કે મહાવીર અને બુદ્ધ સમકાલમાવી ( Contemporaries ) હતા અને નહીં કે મહાવીર બુદ્ધની પછીથી થયા. આ જગ્યાએ એ ભૂલ થવાનાં કેટલાક કારણો આપીશું પ્રથમ તો તે બન્નેનું જીવન સરખું હતું. બાજું બન્નેના ધર્મમાં ઘણીજ સરખામણી હતી અને તેથી વિદ્વાનોએ ધાર્યું કે બુદ્ધ ધર્મ જે આટલો બધો બ્હોળો વિસ્તાર ધરાવે છે તે પ્રથમ થયો હોવો જોઇએ અને જૈન ધર્મ કે જે ફકત થોડીકજ બાબતમાં બુદ્ધ ધર્મથી જુદો પડેછે તે પાછળથી થયો હોવો જોઇએ. બીજું કારણ બન્ને જણનાં સગાં સરખાં નામવાળાં તથા દરજ્જાનાં હતાં તેથી મોટામાં મોટી ભૂલ થઇ છે.

૧. બુદ્ધની સ્ત્રીનું નામ 'યશોધરા' હતું જ્યારે મહાવીરની સ્ત્રીનું નામ 'યશોદા' હતું. ૨. બુદ્ધના ઓરમાણ ભાઇનું નામ નંદિવર્ધન હતું ત્યારે મહાવીરના સગાભાઇનું નામ પણ નંદીવર્ધન હતું બુદ્ધનું પોતાનું રાજકુમાર તરીકેનું નામ સિદ્ધારથી હતું જ્યારે મહાવીરના પિતાનું નામ સિદ્ધારથ રાજા હતા. આથી પાશ્ચાત્ય સ્કોલરો બુદ્ધને અને મહાવીરને એક ગણવા લાગ્યા અને એ મહાવીર જૈનોએ કલ્પી કાઢેલી વ્યકિત છે એમ ગણવા લાગ્યા.

પરન્તુ જો બરાબર રીતે નોંધ લે તો ઉપલી સરખામણીમાં પણ મલતાપણું નથી. તે સિવાય નીચેની બાબતમાં ઘણોજ તફાવત છે. ૧. બુદ્ધનો જન્મ 'કપિલ વસ્તુ' ગ્રામમાં થયો હતો જ્યારે મહાવીરનો જન્મ કુંડગ્રામમાં થયો હતો. બુદ્ધની માતુશ્રી બુદ્ધના જન્મ પછી

થોડાજ સમયમાં મરણ પામ્યાં ત્યારે મહાવીરના માતુ શ્રી લગભગ મહાવીર સ્વામી ૨૮ વર્ષના થયા ત્યાં સુધી જીવ્યાં હતાં. બુદ્ધ માતા, પિતા અને પત્નીની સહાનુભૂતિ વિના સંન્યાસી થયા જ્યારે મહાવીરે માતા પિતાની સહાનુભૂતિથી અને માતા પિતાના મરણ પછી પોતાના વડીલ બંધુ નંદીવર્ધનની ઇચ્છા તૃપ્ત કરી બે વર્ષે સંન્યાસ સ્વીકાર્યો. બુદ્ધે દિક્ષા પછી ફક્ત ૭ વર્ષજ તપ કર્યું, જ્યારે મહાવીરે (૧૨) બાર વર્ષ તપ કર્યું. બુદ્ધને ત્યાર પછી લાગ્યું કે આ ૭ વર્ષ મેં નકામાં ગુમાવ્યાં, જ્યારે મહાવીરને લાગ્યું કે બાર વર્ષના તપની અચલ ચારિત્ર અને જ્ઞાન માટે જરૂરીઆત છે. બુદ્ધના સંબંધમાં જે મુક્ષલી પુત્રના ગોશાલા નામના વ્યક્તિને વધારે અગત્યના આપી નથી જ્યારે મહાવીરના સંન્યાસના જીવનના સંબંધમાં ગોશાલો અગત્યનો ભાગ ભજવે છે. બુદ્ધના અને મહાવીરના શિષ્યોનાં નામ તદ્દન જુદાંજ છે. બુદ્ધ કુશિન નગરમાં નિર્વાણ પામ્યા ત્યારે મહાવીર 'પાપા', નગરીમાં નિર્વાણ પામ્યા. અને તે પણ બુદ્ધના નિર્વાણ પહેલાં. મહાવીરનો જીવન કાલ ઇ. સ. પૂર્વે ૫૯૯ થી તે ઇ. સ. પૂર્વે ૫૨૭ સુધી ગણવામાં આવે છે અને બુદ્ધનો જન્મ કાલ ઇ. સ, પૂર્વે ૫૫૭ થી તે ૪૭૭ ગણવામાં આવે છે.

આ ઉપરથી જણાશે કે બુદ્ધ અને મહાવીર જુદી વ્યક્તિઓ હતી અને બન્ને સમભાવી હતા.

હવે બન્નેનો ધર્મ એક હતો કે જુદો તે તપાસીએ કારણ કે પ્રોફેશર લેશને ચાર બાબતોમાં જૈન અને બુદ્ધ ધર્મ મળતો છે અને તેથી અટકલ બાંધે છે કે જૈન એ બુદ્ધની એક શાખા છે. બન્ને મતવાલાઓ પેગંબરો (prophets) ને એકજ નામ આપે છે

એટલે જૈનો પણ prophets ને અર્હત્ કહે છે અને બુદ્ધો પણ તેજ નામથી ઓળખે છે તે ઉપરાંત બીજા નામો જેવાં કે મહાવીર 'સર્વજ્ઞ', સુગત,' તથ્થગત (તીર્થંકર), 'સિદ્ધ,' 'બુદ્ધ,' 'સંબુદ્ધ,' 'પરમવૃત્ત' 'મુક્ત' ઇત્યાદિ નામો બન્ને મત્ત વાળાઓના ગ્રંથોમાં પોતાના પેગંબરો વિષે વારંવાર વાપરવામાં આવ્યાં છે. પરન્તુ 'જીન' અને 'શ્રમણ' જે જૈન ગ્રંથોમાં ખાશ કરીને ઘણીવાર વપરાયેલાં છે તે બુદ્ધ ગ્રંથમાં બુદ્ધને માટે વપરાયેલાં જોવામાં આવતાં નથી. વળી 'બુદ્ધ' સુગત, તથ્થગત, સંબુદ્ધ એ બુદ્ધને માટે ખાસ વપરાય છે જ્યારે મહાવીરને માટે 'મહાવીર,' સર્વજ્ઞ ઇત્યાદિ ખાસ કરીને વધુ વાપરવામાં આવ્યાં છે. બીજું એથી પણ વધુ તફાવત તીથ્થગત–તીર્થંકર એ શબ્દના અર્થ બન્ને મત વાલાએ જુદા જુદા ભાવાર્થમાં વાપરેલા છે. જૈનો તીર્થંકર એટલે લગભગ (prophet) પેગંબરના અર્થમાં વાપરે છે જ્યારે બુદ્ધો એક (founder of an heretical order) ખોટા ઉપાશ્રયના સ્થાપનારને એ નામથી સંબોધે છે. હવે જો આ શબ્દ જૈનોએ બુદ્ધ પાસેથી લીધો હોત તો તેનો અર્થ (તે પણ ધાતુને મલતા અર્થમાં) જૈનો વાપરત નહીં. तीर्थ करोति इति तीर्थंकरः=એટલે કે તીર્થના સ્થાપનાર. હવે બુદ્ધોએ ખોટા ઉપાશ્રય તીર્થના સ્થાપનાર એ અર્થમાં વાપરેલો છે તેથી જણાય છે કે બુદ્ધોએ વૈર ભાવથી જૈનોના એ શબ્દ લઇ એ અર્થમાં વાપર્યો કારણ કે તેમના મનમાં તો બુદ્ધ ધર્મ સિવાય અન્ય ધર્મ ખોટાજ છે. તે ઉપરાંત બુદ્ધો આ શબ્દને સામાન્ય અર્થમાં વાપરે છે જ્યારે જૈનોમાં એક પદવી સુચક Title ના અર્થમાં વપરાય છે.

પ્રોફેસર લેશન બીજું મળતાપણુ બતાવે છે કે બન્ને મતવાળાઓ મર્ત્ય મનુષ્યોને દેવ તરીકે પૂજે છે અને તેની મૂર્તિઓની પૂજા

કરે છે અને મંદિર વસાવે છે પરન્તુ આ તો ગૃહસ્થોએ કરવા માંડયું હતું તેથી એમાં મહાવીરે બુદ્ધનું અનુકરણ કર્યું કે બુદ્ધે મહાવીરનું અનુકરણ એ કહી શકાયજ નહિં. ત્રીજું બન્ને મતવાળાઓ અહિંસા પરમ ધર્મના સિદ્ધાન્તને ઉપદેશે છે અને ચોથું (Time measurement) કાલ માપણીના કોષ્ટકોમાં ઘણું મળતાપણું છે. આ પ્રમાણે બીજાં બે સરખામણીનાં પોઇન્ટ પ્રોફેસર લેસન બતાવે છે, પરન્તુ તેજ અપેક્ષાએ આ માપ બ્રાહ્મણોને પણ મળતું આવે છે. ઉત્સર્પીણી અને અવસર્પિણી તથા બીજા જે નાના ભાગો માનવામાં આવ્યા છે તેને અને બુદ્ધ લોકોએ માનેલા ચાર મોટાં 'કલ્પ' અને ૮૦ નાનાં કલ્પની સાથે સરખાવવું કઠણ છે. તે ઉપરાંત તે ઉત્સર્પિણી ઇત્યાદિ જે જૈનોમાં કાલનું માપ છે તે બ્રાહ્મણ ધર્મમાં યુગ, કલ્પાદિનું માપ છે તે સાથે પણ સરખાપણું ધરાવતું નથી. પછી છેક નાના કાલનો માપો સાધારણ રીતે દરેક ધર્મમાં સરખા કદાચ હોઇ શકે. પ્રોફેસર જેકોબી લખે છે કે "The Buddhas improved upon the Brahmanic system of Yugas, while the Jains invented their Utssanpiri and Avasarpini eras after the model of the day and night of Brahma."

ચોથી વાત જૈન યતિનાં વ્રતો અને બુદ્ધ યતિના વ્રતો મળતા આવે છે. બુદ્ધ યતિને ૪ મહાવ્રત અને છ અણુવ્રત પાલવાના હોય છે તેમજ જૈનમાં પણ ૪ મહાવ્રત હોય છે. કારણકે મહાવીરના પહેલાં ફકત ચારજ વ્રત હતાં પરન્તુ પાછળથી પાંચ એ પવિત્ર નંબર તેમજ બીજાં પહેલાં બનાવેલાં કારણ ગણી મહાવીરે ૪ થી પાંચની સંખ્યા કરી પરન્તુ એમ ગણીએ તો બુદ્ધ યતિના વ્રતો તે બ્રાહ્મણ સંન્યાસિના

વ્રતોને મળતા આવે છે તો બુદ્ધોએ બ્રાહ્મણ ધર્મને અનુસરીને રાખ્યાં છે એમ કહેવામાં કોઇ પણ જાતનો બાધ ન આવે. જો એમ હોય તો જૈનોએ સીધી રીતે બ્રાહ્મણનુંજ અનુકરણ ન કર્યું હોય! એમ ધારવું પણ શકય છે. અને તેથી આ વાત ઉપરથી જે લોકો એમ અનુમાન બાંધે છે કે જૈન મત બુદ્ધ મતની શાખા છે તે મોટી ભૂલ કરે છે કારણ તેજ પ્રમાણસર બુદ્ધ એ બ્રાહ્મણ ધર્મની શાખા ગણી શકાય પરન્તુ તેમ નથી. આ રીતે પ્રોફેસર લેસને જે ચાર પ્રમાણો ઉપર અનુમાન બાંધ્યું હતું કે જૈન ધર્મ બુદ્ધ ધર્મની શાખા છે તે પ્રમાણો વદ્દન ભૂલાં છે અને તેથી હાલ તે અનુમાન પણ જમીન ઉપર પડી જઇ મરણ પામ્યું છે.

હવે કેટલાક જૈન ધર્મના અને બુદ્ધ ધર્મના સિદ્ધાન્તો ઘણા સરખા હોવાથી એમ અનુમાન બાંધે છે કે "જૈન ધર્મ, બુદ્ધ ધર્મમાંથી ઉત્પન્ન થયો, પરન્તુ તેમનાં પ્રમાણ પણ ટુંકમાં અમે આપીશું. પ્રથમ આત્મવાદ. બુદ્ધો બ્રહ્મણ લોકોના 'આત્મતત્વ' ના સિદ્ધાન્ત સામે ઘણા લઢતા હતા, પરન્તુ જૈન અને બ્રાહ્મણ ધર્મમાં આ સિદ્ધાંત ઘણોજ મલતો છે. ફકત એક આકાશ બાબતમાં ફેરફાર છે તે ઉપરાંત મતિ શ્રુત ઇત્યાદિ જે દરજ્જાવાર જ્ઞાનના વિભાગ ઉપર રચાયલો સિદ્ધાન્ત બુદ્ધ લોકો બીલકુલ માનતા નથી. જો કોઇપણ અગત્યના સિદ્ધાન્તો બન્ને ધર્મમાં સરખા હોય તો તે પુનર્જન્મ અને કર્મનાં સિદ્ધાંતો એ મળતા આવે છે પરન્તુ તે બન્ને સિદ્ધાન્તો બ્રાહ્મણ ધર્મ સાથે પણ મળતા આવે છે. જૈન લોકોમાં ફક્ત ૨૪ તીર્થંકરો મનાય છે જ્યારે બુદ્ધો ૨૫ તીર્થંકરો માને છે. એ ઉપરાંત બીજો ઘણો મતભેદ છે, જેમકે માંસાહાર ઇત્યાદિમાં પરન્તુ તે અત્રે આવાં નાના નિબંધમાં અયોગ્ય છે.

## જૈન મતનો સ્થાપનાર કોણ?

આ પ્રશ્ન ઘણો ગંભીર છે અને તેને માટે કોઇ અતિ-વિદ્વાન લેખકની જરૂર છે પરન્તુ નાનકડા હેતુ માટે નાનકડો લેખક ચાલી શકશે.

પ્રથમ તો આપણા દિગંબર ગ્રંથોમાં ઘણીવાર શ્રી પાર્શ્વના શિષ્યોનો ઉદ્ધાર મહાવીર સ્વામીએ કર્યો. શ્રી પાર્શ્વે કરેલાં ચાર વ્રતનાં વધારીને મહાવીરે પાંચ કર્યાં તે ઉપરાંત બુદ્ધના ગ્રંથોમાં પણ જ્ઞાતપુત્રને નિગ્રંથોના ધર્મનો સ્થાપક તરીકે ઉદ્દેશ્યો નથી. તેમજ નિગ્રંથ ધર્મ નવો થયો છે એમ પણ બતાવવામાં આવ્યું નથી તેથી સામાન્ય અક્કલથી એમ કહી શકાય કે મહાવીર પહેલાં જૈન ધર્મ ચાલતો હતો. મહાવીર પોતે જૈન ધર્મના સ્થાપક નહોતા પરન્તુ પુનરોદ્ધાર કરનાર વીર હતા. અને પુનર્જીવન આપનારની જરૂર હતી કારણ કે શ્રી પાર્શ્વ અને મહાવીરના આંતરામાં ૨૮૦ વર્ષ પસાર થઇ ગયાં હતાં. તે માટે જુઓ 'કલ્પસૂત્ર'

पार्श्वस्य....सर्वदुःखप्रक्षीणस्य द्वादशवर्षशतानि व्यतिक्रान्तानि त्रयोदशमस्य वर्ष शतस्याय त्रिंशत्तमः संवत्सरः कालो गच्छति,

એટલે કે શ્રી પાર્શ્વનાથ નિર્વાણ પામ્યા છે. આજ દ્વાદશ સૈકા ગયા બાદ તેરમા સૈકાનું ૨૦મું વર્ષ જાય છે. હવે આ વર્ષ કયું લેવું એ પહેલાં જણાવી દીધું છે. એટલે કે એ વર્ષ જ્યારે દેવર્ધિના અધ્યક્ષપણા નીચે વલ્લભી શહેરમાં ભરાયલી પરિષદને માટે છે અને તે પરિષદ ૯૮૦ અથવા ૯૯૩ વીર સંવત અથવા ઇ. સ. પછી ૪૫૪ અથવા ૪૬૭ અને ત્યાર પહેલાં ૧૨૩૦ વર્ષ એટલે કે મહાવીર સંવતની શરૂઆત થયાં પહેલાં ૨૫૦ વર્ષે એટલે કે મહાવીરને અર્હત્ થવાને અને પાર્શ્વનાથને નિર્વાણ

પામ્યાનો આંતરો ૨૮૦ નો સાબિત થયો કારણકે મહાવીરે ૩૦ વર્ષે લગભગ દીક્ષા લીધી હતી. એટલેકે શ્રી પાર્શ્વના નિર્વાણનો સમય લગભગ ઇ. સ. પૂર્વે ૭૭૬ ગણી શકાય. બાદ તેમણે ૧૮૦ વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું, એમ કલ્પ સૂત્રમાં આપવામાં આવ્યું છે. ૩૦ વર્ષ ગૃહસ્થ તરીકે, ૮૦ વર્ષ છદ્મસ્થ તરીકે અને ૭૦ વર્ષે કેવલી તરીકે શ્રીપાર્શ્વે આયુષ્ય ભોગવ્યું હતું. તો શ્રી પાર્શ્વનો જીવન સમય ઇ. સ. પૂર્વે ૯૫૬ થી ૭૭૬ સુધીનો ગણી શકાય. મહાવીરનો ઇ. સ. પૂર્વે ૫૯૯ થી તે ૫૨૭ સુધીનો ગણી શકાય.

તો આજકાલ કરતાં જૈન ધર્મની શરૂઆત થયે ઓછામાં ઓછાં ૨૮૦૦ વર્ષ થઇ ગયાં કહી શકાય. હવે શ્રીપાર્શ્વના પહેલાંના તીર્થંકરોમાં વખતનો એટલો બધો આંતરો છે કે તે કાલનું માપ આ બુદ્ધિવાદનો જમાનો માનવાને તત્પર નહીં થાય. તે ઉપરાંત આપણો હાલનો ઇતિહાસ હજુ એટલા બધા જુના કાલની નોંધ રાખવાને શક્તિમાન થયો નથી.

પાશ્ચાત્ય વિદ્વાનોના ધારવા પ્રમાણે તો જૈનોએ અને બુદ્ધોએ પોતાના ધર્મનું ઘણું જુનાપણું બતાવી બ્રાહ્મણો સાથે હરિફાઇ કરવા બાકીના નામ બન્ને મતવાલાએ કલ્પી કાઢયાં છે એમ માને છે. પરન્તુ હજુ નવો જમાનો કદાચ ઇતિહાસની જુની શોધખોળમાં ફત્તેહમંદ નીવડે અને આથી પણ વધારે જુનો ઇતિહાસ શાબિત થાય એમ આશા રાખી શકાય તેથી એ મત હંમેશ માટે સ્વીકારી શકાય નહિ પરન્તુ હાલમાં એક સામાન્ય ઉપયોગી અનુમાન તરીકે ગ્રહણ કરી શકાય. શ્રી પાર્શ્વના શિષ્યો મહાવીરના સમયમાં હતા. તે માટે જુઓ ધર્મ પરીક્ષા એ નામનું કાવ્ય કે જે શ્રી અમિતગતિ આચાર્યે સંવત ૧૦૭૦માં લખેલું છે:—

रूष्टः वीरनाथस्य तपस्वी मौडिलायनः ।

शिष्यः श्रीपार्श्वनाथस्य विदधे बुद्धदर्शनम् ॥

शुद्धोदनसुतं बुद्धं परमात्मानमब्रवीत् ।

प्राणिनः कुर्वते किं न कोपवैरिपराजिताः ॥

શ્રી પાર્શ્વનો શિષ્ય મહાવીરથી સંતોષ નહીં પામતા શ્રી બુદ્ધનો શિષ્ય થયો એટલે મહાવીર પહેલાં શ્રી પાર્શ્વે જૈન મત ચલાવેલો હતો. તે ઉપરાંત દેવાનંદ આચાર્યના 'દર્શનસાર' નામના ગ્રંથમાંથી પણ એક દ્રષ્ટાન્ત પહેલા આપવાનાં આવ્યું છે.

## કલ્પસૂત્રમાં આવતા બનાવો ઉપરથી કેટલાંક અનુમાનો.

ગ્રંથના કર્ત્તાનો જીવનકાળ ઇ. સ. પૂર્વે ૪૩૩ થી ૩૫૭ સુધીનો આગળ આપવામાં આવ્યો છે. એટલે કે પુસ્તક લગભગ તે છેલ્લાં ચાલીશ વર્ષ દરમ્યાનમાં લખાયું હોવું જોઇએ પરન્તુ પુસ્તક લિખિત થયાનો કાળ વહેલામાં વહેલો ઇ. સ. પછી ૫૯ વર્ષ સ્થાપવામાં આવે છે જો કે જૈન પુસ્તકો ઇ. સ. પછી ૪૫૫ અથવા ૪૬૭ પછીથી લખાવાનાં શરૂ થયાં હોય એમ લાગે છે.

'કલ્પસૂત્રમાં' આવતા લખાણના બે ભાગ પાડવામાં આવે છે. પ્રથમ સામાન્ય આચાર તેમજ સ્થિવિરાવલી ઇત્યાદિનું જે વર્ણન આપવામાં આવે છે તે અને બીજું મહાવીર સ્વામીનું તેમજ બીજાનાં સામાન્ય જીવન ચરિત્રો તેમાં ખાસ કરીને મહાવીરનું જીવન ચરિત્ર કારણ કે બીજાં તેને મળતાંજ અક્ષરથી આપવામાં આવ્યાં છે, તે એક ભાગ ગણવામાં આવે છે.

આમ માનવાનું કારણ એ કે 'કલ્પસૂત્ર' એ નામજ બતાવી આપે છે કે તેમાં આચારનાજ સૂત્રો હોવાં જોઇએ. તે ઉપરાંત 'કલ્પસૂત્ર' દ્વાદશ અંગમાંના છેલ્લા અંગમાંનો એક ભાગ છે અને તેથી સામાન્ય રીતે તે ભાગમાં આવા લાંબા વર્ણનોની આશા રાખી શકાય નહીં. તેથી જે મહાવીરનું જીવનવૃતાન્ત આપવામાં આવ્યું છે તે વદ્દન અસંબદ્ધ લાગે છે. ચોથું કારણ એ છે કે ઇ. સ. પૂર્વે ૮૦૦ થી તે ઇ. સ. પૂર્વે ૩૧૫ સુધીનો સમય તત્વજ્ઞાનનો ગણાય છે. (The Age of Philosophy 800 to 315 B C).

(Dutt's Ancient Civilizations. તે વખતના લેખકોનું ધ્યાન ફક્ત તત્વજ્ઞાન ઉપરજ એકત્રિત થયેલું હતું અને તેથી તે લોકોને આવાં કાલ્પનિક અને અલંકારિક લખાણો તરફ ભાગ્યેજ વલણ હોઇ શકે, એટલે શ્રી ભદ્રબાહુ સ્વામીએ પોતે જે મહાવીર સ્વામીના જીવનનો ભાગ છે. એ લખ્યો હોય એમ સંભવતું નથી. પાંચમું કારણ 'કલ્પસૂત્રમાં જે વર્ણનો આપ્યાં છે, તેની ભાષા ઘણી અલંકારિક. (Classical Sanskrit) જુના સંસ્કૃત સાહિત્યને મળતી આવે છે. એટલે કે કાલિદાસ, બાણ ઇત્યાદિ લેખકોને મલતી છે. તે માટે જુઓ પૃષ્ટ ૮–૯. આ ઉપરાંત છઠ્ઠું કારણ ખગોળ શાસ્ત્રી ઉપર બંધાયલું છે. મહાવીરના તેમજ બીજા તીર્થંકરોના જન્મકાળ, દિક્ષાકાલ, નિર્વાણકાલ. ક્યા મૂહુર્તમાં, કયા નક્ષત્રમાં ઇત્યાદિ ખગોળ શાસ્ત્રને લગતી સંપૂર્ણ ચોકસાઇ બતાવી આપવામાં આવી છે.

પાશ્ચાત્ય વિદ્વાનોના ધારવા પ્રમાણે ખગોળ વિદ્યાનાં શાસ્ત્રનું જ્ઞાન ભારતમાં લગભગ ઇ. સ. પછી ૩૦૦ કે ૪૦૦ વર્ષે દાખલ

થયું હતું તેથી પણ એમ અનુમાન બંધાય છે કે તે બીજો ભાગ શ્રી ભદ્રબાહુ સ્વામીએ નહીં પરન્તુ બીજા કોઇના હસ્ત લિખિત છે. તે ઉપરાંત 'કલ્પસૂત્ર' માં આવતા વર્ણન ઉપરથીઃ—

तस्यां च रात्रौ क्षुद्रात्मा भस्मराशिनाम महाग्रहः द्विवर्षसहस्रस्थितिः श्रमणस्य भगवतः महावीरस्य जन्मनक्षत्रं संक्रान्तः ।

આ ફકરા ઉપર પાશ્ચાત્ય વિદ્વાન મીસીસ સ્ટીવન્સન ટીકા કરતાં જણાવે છે કે આ ગ્રહ પ્લીની બીજાએ (રોમના બે પ્રખ્યાત પ્લીનીઓ થયા હતા. એક પ્લીની એલ્ડર અને બીજો પ્લીની યંગર કહેવાતો હતો. પહેલો પ્લીની નેચરલીસ્ટ તરીકે પ્રસિદ્ધ છે અને બીજો ઇતિહાસ લેખક તરીકે પ્રસિદ્ધ છે. પહેલો પ્લીની વીસુવીઅસ જ્વાલામુખીના ફાટવાથી ઇ.સ. પછી ૭૦ વર્ષે મરણ પામ્યો હતો અને બીજો ઇ. સ. પછી ૧૧૩ વર્ષે મરણ પામ્યો હતો.) સેલેનીઅસની લડાઇનું વર્ણન આપતાં દર્શાવ્યો છે, પરન્તુ તેને શીંગડાના જેવો આકાર હતો એમ કહેવામાં આવ્યું છે જ્યારે અહીં એને ભસ્મ રાશિ જેવું રૂપ હોય એમ વર્ણવામાં આવ્યો છે, તેથી કદાચ બન્ને ગ્રહો જુદા હોય! (પ્રોફેસર જેકોબી.)

આ ઉપરાંત કલ્પસૂત્ર, અથવા જ્યારે મહાવીરનું ચરિત્ર લખાયું ત્યારે ખગોળ શાસ્ત્રનું જ્ઞાન ભારતમાં ઘણું હતું તે ચોક્સ છે અને તે ઇ. સ. પછી ૪થી તે ૬ સૈકાની અંદર પૂર જોશમાં હતું એમ મનાય છે તેથી મહાવીરના ચરિત્ર ઇત્યાદિનો ભાગ તે કાળમાં લખાયો હોવો જોઇએ અને તે વલ્લભિની પરિષદ્ વખતે લખાવાનો ઘણો સંભવ છે.

# જૈનોનું વિચારક્ષેત્રમાં ઐતિહાસિક સ્થળ.

સૌથી અગત્યની ઉપલી બાબત નિબંધમાં ચર્ચાવી જોઇએ અને તેટલા માટે અન્તમાં પ્રકરણ રાખ્યું છે.

નવી ઐતિહાસિક દૃષ્ટિએ પ્રથમ આવર્ત ઋગ્વેદનો ગણવામાં આવે છે. તે વખતે આપણું સામાજીક અને ધાર્મિક વાતાવરણ ઘણુંજ સરળ, બિન કેળવાયલું, શ્રદ્ધા અને ઋજુતાથી ભરપૂર હતું. માણસો કુમળા અને પ્રેમાળ અને સાદા હૃદયના આધ્યાત્મિક કેળવણીમાં ઘણીજ પ્રાથમિક સ્થિતિમાં અને રાજકીય બાબતમાં તદ્દન શૂન્યકાર યુક્ત હતા. ખેતી, સામાન્ય નાનાં નાનાં યુદ્ધો એ બે પ્રવૃત્તિના ક્ષેત્રો હતા. આધ્યાત્મિક જીવનમાં કુદરતના સામાન્ય અકસ્માતો જો હૃદય ઉપર ઘણી અસર કરતા અને તેથી તેનેજ ઈશ્વર માની શ્રદ્ધાયુક્ત હૃદયથી પૂજતા જ્યારે જ્યારે કાંઇ કુદરતી અકસ્માત જણાતો ત્યારે ત્યારે તેઓને વિચાર આવતો કે જરૂર આ કોઈ દૈવી શકિત પ્રવૃતિ કરી રહી છે; કારણકે આપણા જેવા આવું કામ કરી શકે નહિં. આ પ્રમાણે આપણા પહેલા આવર્તનું સામાજિક અને આધ્યાત્મિક જીવનનું બંધારણ હતું.

ત્યાર પછીનો આવર્ત 'મહા'કાવ્યાવર્ત Epic Age (૧૪૦૦ થી ૧૮૦૦ વર્ષ સુધી. ઇ. સ. પૂર્વે) નો ગણવામાં આવે છે. તે જમાનામાં આપણે કેળવણીમાં આગળ વધ્યા હતા. આપણું સાહિત્ય ઘણી ઉચ્ચ દશાએ આવ્યું હતું. આપણા રાજકીય વાતાવરણે પણ ઉચ્ચ સ્વરૂપ ધારણ કર્યું હતું. અને વધતાં જતી આબાદિના નિશાન રૂપે હાલમાં 'મહાભારત' અને રામાયણ જેવા બે 'મહા કાવ્ય' શાક્ષીની ગરજ સારે છે. રાજનીતિનાં ગૂઢ તત્વો રાજકીય બંધારણો અને

મનુના કાયદાઓ, ઇત્યાદિ આપણી ઉચ્ચ સ્થિતિનું ભાન કરાવે છે. અધ્યાત્મિક બાબતોમાં પણ આપણા વિચારો સુધર્યા હતા. કુદરતના દરેક બનાવોના જુદા જુદા દેવ મનાતા બંધ થવા લાગ્યા અને તે દેવોનો પણ એક દેવ શોધવા માંડયો. રહેતાં રહેતાં એ તત્વજ્ઞાનનો જમાનો પણ (૮૦૦ થી ૩૧૫ ઇ. સ. પૂર્વે) આવી લાગ્યો, તત્વજ્ઞાન મિમાંસાઓ રચાવા માંડી. વેદનું ઉંડું અધ્યયન થવા માંડયું અને જગતની ઉત્પત્તિ ઇત્યાદિના ગહન પ્રશ્નો વિષે વિચારોમાં ઉથલપાથલ થવા માંડયું. ઉપરાંત કર્મક્રિયાને વિશેષ સ્થાન આપવા માંડયું. ઉપલા પરિવર્તનથી છ તત્વજ્ઞાન પ્રદર્શક દર્શન ઉત્પન્ન થયાં. બે મિમાંસા સાંખ્ય અને યોગ દર્શન, વૈશેષિક અને ન્યાય દર્શન. આ પ્રમાણે આ આવર્તના પહેલા જમાનામાં ચાલતા તત્વ જ્ઞાનો (Unsystemetised store of philosophic thought) વાતાવરણમાંથી દરેક વિચાર માળાઓ બંધાઇ અને ધીમે ધીમે છ દર્શન રૂપે ફેરવાઇ ગઇ. એ છએ દર્શનની ઉત્પત્તિ સામાન્ય છે અને તેથા છએ દર્શન કેટલેક અંશે એક બીજાથી સ્વતન્ત્ર છે એમ પણ કહી શકાય અને કેટલેક દરજ્જે નથી એમ પણ કહી શકાય.

ઉપલાજ ખજાનામાંથી એટલે કે છ દર્શન અને તેની પૂર્વેના તત્વજ્ઞાનના વિચારોમાંથી એક વધારે બળવાન જૈન વિચારમાળા ઉત્પન્ન થઇ આવી. એની ઉત્પત્તિ માટે ઘણા કારણો આપી શકાય. જેવા આપણા તત્વજ્ઞાનના વિચારો, ઉચ્ચ થતા ગયા તેવા આપણા કર્મકાંડના વિચારો વધારે ને વધારે પ્રબળ થતા ગયા. ઉપરાંત વેદ ઇત્યાદિના કેટલાક કર્મકાંડના સિદ્ધાન્તોએ ઘણુંજ ખરાબ સ્વરૂપ ધારણ કર્યું, જેવું કે બ્રાહ્મણ સિવાય કોઇ વેદને સમજી શકેજ નહિં. ફક્ત બ્રાહ્મણોને માટેજ જ્ઞાન મેળવવાનું છે અને આપવાનું છે, ક્ષત્રિ-

ઓને રક્ષણ કરવાનું છે, વૈશ્યોને વાણિજ્ય કાર્ય કરવાનું છે. ઇત્યાદિ. આથી કેળવણી ઇજારે રખાઇ .(monopolised) થઇ ગઇ અને સામાન્ય વર્ગમાં અજ્ઞાનતા વધતી ગઇ.

સાથે સાથે રાજકીય બાબતોમાં આપણે કંઇ પ્રગતિ કરી નહોતી પરન્તુ સામાજીક બાબતોમાં ઉપલા વર્ણાશ્રમ થઇ પડ્યા હતા. સામાજીક પ્રગતિનું દિગ્દર્શન મનુસ્મૃતિમાં ઘણુંજ સારૂં મળી આવે છે.

આવા સ્થૂલ થયલા વાતાવરણને દૂર કરવા Saviour (ઉદ્ધારક) ની જરૂર હતી પરન્તુ તે હજુ સમય આવ્યો નહોતો. સૃષ્ટિનો એવો નિયમ છે કે જ્યારે પ્રજા ઘણીજ અધમ સ્થિતિએ પહોંચે છે ત્યારે ત્યારે અવનવા genius ઉત્પન્ન કરે છે અને ઉન્નતિના મુખ તરફ ફરીથી વહેવાનું શરૂ કરે છે. એજ સત્યને શ્રી ભગવત ગીતામાં કહેલું છે કે—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।

अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

એના દૃષ્ટાન્ત માટે જુઓ ફ્રેન્ચ રીવોલ્યુશન ઉત્તમ દૃષ્ટાંત છે. ફ્રાન્સમાં, કેળવણી ઇજારે રખાઇ, અંધશ્રદ્ધા અને કર્મકાંડ વધ્યા, સામાન્ય પ્રજામાં અજ્ઞાનતા અને ગરીબાઇ વધી અને રાજકીય બંધારણ નબળું પડ્યું ત્યારે બળવો ફાટી નીકળ્યો અને યૂરોપને ધ્રુજાવનાર નેપોલીયન બોનાપાર્ટને ઉત્પન્ન કર્યો.

તેજ દશાને મલતા આપણી સામાજીક આધ્યાત્મિક સ્થિતિ થઇ હતી. રાજકીય બંધારણ માટે વધારે લક્ષ્ય અપાતું નહોતું અને તેજ વખતે ઇ. સ. પૂર્વે ૫૨૭માં એક અવનવા 'મહાવીર' અથવા વર્ધમાન નામના geniusનો જન્મ થયો અને એજ નવી

વ્યક્તિએ આપણા સામાજીક અને આધ્યાત્મિક વાતાવરણને ધ્રુજાવી મૂક્યું.

જે વર્ણાશ્રમનાં ગાઢાં પડ બંધાઇ ગયા હતાં તે તૂટી ગયાં, જે જ્ઞાન ઇજારે રખાયું હતું તે ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રને મફત વહેંચવા માંડયું એટલુંજ નહીં પરન્તુ સ્ત્રી સમાજને પણ તેટલુંજ પ્રધાન પદ આપ્યું. બલ્કે વધારે મહાવીરે કદાચ આપ્યું હોવું જોઇએ (જુઓ કલ્પસૂત્રમાં આપેલા આંકડાઓ. મહાવીરે જીવન માત્રના fundamental and essential હક્ક-To exist–ને ઉચ્ચમાં ઉચ્ચ પદ આપ્યું અને મહાન્ કવિ શેકસપીઅરના મનુષ્યત્વના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શને દુનિયાને પ્રથમ બતાવ્યું.

"What a piece of work is man! how noble in reason! how Infinite in Faculties! inform and moving how express and admirable! in action how like an angel! in apprehension how like a god! the Beauty of the World! the paragon of animals!

શેકસપીઅરે, 'મનુષ્ય'ને ફકત સામાન્ય દેવો સાથે સરખાવ્યો પરન્તુ એ મહાન્ વ્યક્તિ એક ડગલું આગળ વધી અને તેને 'Supreme god' બનાવ્યો. અહા! અત્યાર સુધી આપણે જે કુદરતી સામાન્ય અકસ્માતોને દેવો માનતા હતા, જે વળી એથી એક આપણી બાહેરની શક્તિને દેવ માનતા હતા, તે એકદમ આટલા બધા વિચારમાં એકાએક કેમ કરીને ફેરવાઇ ગયા? જગત્ આ નવા વિચાર માટે તૈયાર થવાને જોઇતી એ અધમ સ્થિતિએ જઇ

આવ્યું હતું અને તેથી સંખ્યાબંધ માણસો આ મહાન્ વિચારને ટોળાબંધ અનુસરવા લાગ્યા. આ પ્રમાણે મહાવીરે પ્રથમ આધ્યાત્મિક સિદ્ધાન્તમાં, વર્ણાશ્રમનો નાશ કરી અને જ્ઞાનનો ફેલાવો કરી સામાજીક સિદ્ધાન્તમાં પણ પ્રથમ Democratic સિદ્ધાન્તને દાખલ કરવાને શક્તિમાન થયા. જેઓને ફ્રેન્ચ રેવોલ્યુશનમાં રહેલા અગાધ રહસ્યનું તત્વ નહીં જણાયું હોય તેને આ ઐતિહાસિક લક્ષ્યબિન્દુ નહિં સમજાય. હું એમ ધારૂં છું કે ભારતનું-ફ્રેન્ચ રેવોલ્યુશન મહાવીરના વખતમાં થયું અને આને માટે જૈનો જેટલા મગરૂર થાય તેટલા ઓછા છે.

Depressed Classes, જે પ્રશ્ન હાલ આપણી ધારાસભાઓમાં ચર્ચાય છે તે મહાવીરને પ્રથમ સૂઝ્યો હતો ડોકટર જે. સી. બોસે, વનસ્પતિમાં જીવ છે એવો જે શોધ કર્યો તે મહાવીરને પ્રથમ જ્ઞાત હતો. નવા રસાયણ શાસ્ત્રે Sound (શબ્દની) જે Theory શોધી કાઢી તે મહાવીરને પ્રથમ વિદિત હતી અને નવા રસાયણ શાસ્ત્રે Matter ( પુદ્ગલની ) જે theory શોધી કાઢી તે મહાવીર જાણતા હતા. આવી અગાધ શક્તિવાળી વ્યક્તિને જૈનો પૂજે તો એથી ઉચ્ચ પૂજાસ્થાન બીજું કોણ હોઇ શકે ?

મહાવીરના પછી બીજી એક મહાન્ વ્યક્તિ આવી. એને મહાત્મા બુદ્ધે મહાવીરના Missionને ઘણે ભાગે ટેકો આપ્યો. તત્વજ્ઞાનના સિદ્ધાન્તોમાં મોટો ભેદ પડયો પરન્તુ સામાજીક બંધારણમાં મહાવીરના જેવીજ પ્રવૃત્તિ રાખી જ્ઞાનનો ઇજારો દૂર કર્યો, કર્મકાંડ અને અંધ શ્રદ્ધાને જડ મૂળથી ઉખેડી નાંખવા મથન કરવા માંડ્યું, વર્ણાશ્રમનાં સ્વપ્નાં ખોટા પાડવા લાગ્યા અને પછાત વર્ગમાં જ્ઞાનની વૃદ્ધિ કરવા

માંડી, કેટલાક પ્રયાશે સ્રીને પણ મહાવીરે આપેલા પદને સ્વીકાર્યું. એ મહાન્ બુદ્ધે જોયું કે, મહાવીરે હજુ જોઇએ તે કરતાં કર્મકાંડને વધારે પદ આપ્યું છે અને તેથી કર્મકાંડને એકદમ બાજુએ મૂકવા માંડયું તેમ તેમ કર્મકાંડમાં જકડાયલા ઋજુ પક્ષિઓ ઉડી ઉડીને બુદ્ધના આશ્રય નીચે આવવા લાગ્યા. મહાવીર કરતાં પણ પંથ સરળ બનાવ્યો અને તેથી બુદ્ધ દર્શને મોટું સ્વરૂપ ધારણ કર્યું પરન્તુ હાલ ભારતવર્ષમાં જ્યારે ચૌદ લાખ જૈનો છે, ત્યારે બુદ્ધોનું નામ પણ જણાતું નથી, એનું કારણ શું ?

કારણ સરળ છે. Mahavira had the highest Power of organisation of the orders of monks and of laymen by which Jainas outlined the Budhas, while Buddha paid little attention to the organisation of the order of laymen. ઉપરાંત મહાવીરના સિદ્ધાન્તો extremes ઉપર નહોતાં. એક બાજુએ વેદાન્તનો એક વાદ (Monithism) અને બુદ્ધની શૂન્યવાદતા (Nihelism Cisum) અન્ય તત્વોને બોધતા જ્યારે મહાવીર દ્વૈત વાદ (Dualistic theory)ને ઉપદેશતા હતા. વેદાન્ત જ્યારે કર્મકાંડને પ્રબળ પદ આપતું હતું ત્યારે બુદ્ધ દર્શન કર્મકાંડને બિલકુલ સ્થળ આપતું નહોતું. પરન્તુ મહાવીરે વચ્ચેનો પંથ લીધો અને ધર્મ ને નીતિના ઉંડા રહસ્યથી નિભાવી શકયા અને બુદ્ધ દર્શન ભારતમાંથી અદૃષ્ટ થયું.

મહાવીરના પછી ગૌતમ, જંબુસ્વામી, સુધર્માચાર્ય ઇત્યાદિ મોટા નેતાઓ થયા પરન્તુ બીજા વાતાવરણમાં કંઇ ફેરફાર થયો નહીં. આ પ્રમાણે લગભગ હજારેક વર્ષ વીતી ગયાં. અત્યાર સુધીમાં

જનોનો અગત્યનો પ્રતિહાસ અગીઆરમી, બારમી અને તેરમી શદીનો છે. અને તે વખતની મહાન્ વ્યક્તિ શ્રી હેમચંદ્રાચાર્ય છે. (૧૦૮૮-- ૧૧૭૨-- ઇ. સ,) તે વખતે જૈન ધર્મનો પ્રસાર ગુજરાતમાં ઘણો વધી ગયો હતો. ઉત્પત્તિ સ્થાન હાલના બિહાર પ્રાન્તને લગભગ ભૂલી જવામાં આવ્યો હતો. ત્યારપછી દક્ષિણ ભાગમાં શ્રવણ બેલગુલ ઇત્યાદિ સ્થળોમાં જે જૈનોનો મોટો જમાવ થયો હતો તે પણ ભૂલી જવાયો હતો.

ગુજરાતનો નાથ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલે જૈન ધર્મને ખાસ આશ્રય આપ્યો અને તેથી જૈન ધર્મનો ઘણોજ પ્રચાર થયો. તે વખતે જૈનો કેટલી ઉન્નતિ ઉપર હશે તે હાલના આર્ચીયોલોજીકલ પ્રમાણોથી કલ્પવું મુશ્કેલ છે. આબુના દેવળો, શિખરજી, માંગીતુંગી, પાર્શ્વનાથ, સોનાગિરી, ગિરનાર ઇત્યાદિના મોટા મંદિરો કલ્પનાશક્તિને ગુંચવાળામાં નાંખી દે છે ત્યાર પછી મુસલમાનોનો જમાનો આવ્યો. હિંદ પરતન્ત્ર થયું, ધર્મના જુલમનો કેર વધી ગયો. મોટાં મોટાં મંદીરો, જ્ઞાનના ભંડારો નાશ પામ્યા પડતી દશા તરફ વહન કરવા માંડયું અને આજ સુધી ચાલુ રાખ્યું. હવે આપણે પાછા ફરવા મથન કરીએ છીએ. અને તેથી આશાનાં ઉજળા કિરણોમાં સ્નાન કરીએ છીએ.

# आपणी जैनोनी भाषा उपर नोंध.

જૈન સાહિત્ય ઇ. સ. સદીની શરૂઆતમાં [વિશેષમાં પ્રચારમાં આવ્યું ત્યાર પછી હેમાચાર્યના વખતમાં વિશેષ વિસ્તારને પામ્યું હોવું જોઇએ.

મહાવીર સ્વામિ જાતે ક્ષત્રિય હતા અને તેમને ખાસ કરીને આ બ્રાહ્મણ વર્ણને એટલે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જેને આપણે

હાલમાં કહીએ છીએ તેને આપવામાં આવતો હતો વખતે સંસ્કૃત ભાષા બોલવામાં આવતી હતી. પરન્તુ ફક્ત તે બ્રાહ્મણ અને ઉચ્ચકુલમાંજ બોલાતી હતી. હલકા કુલમાં પ્રાકૃત ભાષા વપરાતી હતા અને તેથી મહાવીરે પોતાનો ઉપદેશ પ્રાકૃત ભાષામાં શરૂ કર્યો હતો અને એ સંપ્રદાયને અનુસરીને, જૈનોનું લગભગ ૮૦ ટકા જેટલું સાહિત્ય પ્રાકૃત ભાષામાં લખાયલું છે. જ્યારે વાદવિવાદ અથવા ભાષ્ય ઇત્યાદિ લખાતાં ત્યારે સંસ્કૃતનો ઉપયોગ કરવામાં આવતો અને તેને અંગે આપણું સંસ્કૃત સાહિત્ય પ્રાકૃત સાથે સરખાવતા ઓછું છે.

પ્રાકૃત ભાષા એ સંસ્કૃત ભાષામાંથી અપભ્રંશ થયલી ભાષા છે જેમકે શુદ્ધ ગુજરાતી ભાષામાંથી ચરોતરની અપભ્રંશ ગુજરાતી અથવા સુરતની ગુજરાતી અથવા કાઠીઆવાડની ગુજરાતી ઇત્યાદિ. તેજ પ્રમાણે પ્રાકૃત ભાષામાં ઘણી ભાષાઓનો સમાવેશ થાય છે. પ્રાકૃત, માગધી, પૈસાચી અને અપભ્રંશ, એ ચારનો તેમાં ખાસ સમાવેશ કરવામાં આવે છે.

## પ્રાકૃત ભાષા ક્યારે બોલાતી હોવી જોઇએ?

૧. અશોકના વખતના પ્રાકૃત ભાષામાં લખાયલા શિલાલેખો જણાવે છે કે તે વખતે પ્રાકૃત ભાષા બોલાતી હોવી જોઇએ. એક શિલાલેખ ઉપર ગ્રીક રાજા એન્ટી ઓકસનું નામ આપ્યું છે. તે ઇ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ પહેલાં થયો હતો. ૨. ઉપરાંત બેક્ટ્રીઆના કેટલાક સિક્કાઓ ઉપર પ્રાકૃત ભાષા જડી આવે છે. ૩. ઉપરાંત આપણા સંસ્કૃત નાટકોમાં પણ હલકા પાત્રો પ્રાકૃત સંસ્કૃત બોલતા જણાય છે. એજ પ્રાકૃતમાંથી અપભ્રંશ થઇને આપણી હાલની ગુજરાતી

મરાઠી ઇત્યાદિ ભાષાઓ થઇ છે. અશોકના શિલાલેખ વિષે લખતાં જનરલ એ. કનીંગહામ જણાવે છે કે:—

"The Inscriptions are quite invaluable for the study of the Vernacular Languages of India as they present us with several undoubted and authentic texts of the common languages of the people in the third centuary B. C.

As revealed in these ergraved records this spoken language was essentially the same throughout the wild and fertile regions lying between the Himalaya and Vindhya from the banks of the Indus to the mouth of the yanges. There are however some marked points of differenco which show that there were atleast three distinet Varieties of pali (or Prakrat) in the time of Asoka."

(હાૅએર્નલના 'પ્રાકૃત લક્ષણ' નામના વ્યાકરણમાંથી)

આ ઉપરથી જણાય છે કે પ્રાકૃત ભાષા ઇ. સ. પૂર્વે ૫મી સદીથી તે લગભગ ઈ. સ. પછી ૭ મી અથવા ૧૨મી સદી સુધી બોલાતી હોવી જોઇએ અને હેમાચંદ્રના પછી અથવા બલ્કે એ સદી આગમજ આપણી હાલની ગુજરાતી ઇત્યાદિની પ્રવૃત્તિ થઇ હોવી જોઇએ.

## પ્રાકૃતની ચાર શાખાઓ ક્યાં ક્યાં હતી ?

ઉપલી ચાર શાખાઓ ચાર ભાગમાં વેંચી નાંખવામાં આવી છે તે માટે જુઓ હાૅએરનલના પ્રાકૃત લક્ષણ નામના વ્યાકરણમાં આપેલો નકશો.

"માગધી, પૂર્વ હિંદુસ્તાનમાં બોલાતી હતી. તેનું ખાસ લક્ષણ એ છે કે એ 'ર' અક્ષરને બદલે 'લ' વાપરે છે અને તે ખલસી, બિરત, રામગઢ, ધૌલી ઇત્યાદિ સ્થળોના શિલાલેખો ઉપરથી જણાય છે. આ તમામ સ્થળો બિહાર અને બંગાળા પ્રાંતમાં આવેલાં છે. એટલે આપણે સહરાનપુરથી આગ્રા, અલ્હાબાદ, અને જગન્નાથ એ ચાર બિન્દુએ અટકતી લાંટી દોરીએ તો માગધી ભાષા બોલતો દેશ જુદો પડશે. અસલ પ્રાકૃત તેજ પ્રમાણે દક્ષિણાર્ધ મધ્ય પ્રાન્તમાં, પશ્ચિમ હિંદુસ્તાનમાં અને કેટલાક દક્ષિણ હિંદુસ્તાનના ભાગમાં બોલાતી હતી. અપભ્રંશ પ્રાકૃત, ઉત્તર હિંદુસ્તાન સિંધુ નદીના પશ્ચિમના ભાગોમાં બોલતી હતી અને દક્ષિણાર્ધ મધ્ય પ્રાન્તમાં, આખા દક્ષિણ હિંદુસ્તાનમાં અને વિન્ધ્યની આજુબાજુના જંગલોમાં પૈશાચી પ્રાકૃત બોલાતી હતી. આ ચાર ભાગમાંથી મળી આવતા શિલાલેખ ઉપરથી માલુમ પડે છે, કારણ કે અપભ્રંશ ભાષામાં 'ર' વપરાય છે જે માગધીમાં નથી વપરાતો; અસલ પ્રાકૃતમાં પહેલી બહુવચનમાં અન્ત્ય સ્વર 'એ' અથવા 'ઓ' જોવામાં આવે છે અને જ્યાં 'એ' આવે છે તેને અર્ધ માગધી પણ કહે છે કારણ કે માગધીમાં 'એ' આવે છે. આ શિલાલેખની ભાષાના ફેરફારને લીધે દેશના ભાગ પાડવામાં આવ્યા છે."

(હોએર્નલના વ્યાકરણ ઉપરથી નોંધ.)

પ્રાકૃત ભાષાના મુખ્ય ત્રણ કર્તાઓ ગણવામાં આવે છે. પ્રથમ 'ચંદ' જે જૈન હતો અને 'પ્રાકૃત જૈન' એમ પ્રાકૃત ભાષાને નામ આપે છે. એ ઉપરથી જણાશે કે તે વખતે પ્રાકૃત ભાષા ખાસ કરીને જૈનોજ વાપરતા હોવા જોઇએ. આ 'ચંદ' ઇ. સ. પૂર્વે ૩૦૦ થી ૧૦૦ ના સમયમાં થયો હોય એમ લાગે છે.

'વરરુચી' એ બીજો પ્રખ્યાત પ્રાકૃત વૈયાકરણી છે. તેનું નામ વિક્રમની રાજસભાના નવ રત્નોમાં આપવામાં આવ્યું છે. તે ઉપરથી ઇ. સ. પૂર્વે ૫૬ ની આજુબાજુમાં થયો હોવો જોઇએ કારણ કે હાલમાં વિક્રમ સંવત ૧૯૭૪ ચાલે છે.

ત્યારપછી 'હેમચંદ્ર' કે જેઓ ૧૩ મી સદીમાં થયા હતા. તેમણે સંસ્કૃત અને પ્રાકૃત વ્યાકરણ ભેગું રચ્યું છે ઉપરાંત બીજા ઘણા પ્રાકૃત વૈયાકરણીઓ હશે પરન્તુ ખાસ કરીને પ્રખ્યાતનાજ નામ અત્રે ટાંકવામાં આવ્યાં છે.

